# દમયંતિ સ્વયંવર નાટક.

(ગાયનસહ)



રચનાર

ઠાકર બાપુજી ત્રિલોકેકર,

(હાયકોર્ટમાંના એક ટ્રાન્સલેટર તથા ઈન્ટરપ્રિટર)

એ૦ એ૦ એ

મુંબઈ:

ઇન્ડિયન્ પ્રિન્ટિંગ પ્રેસમાં છપાવી પ્રસિદ્ધ કર્યુંછે.

---

સંવત ૧૯૩૯—સન ૧૮૮૩.

---

કિમ્મત આ'

# નાટક પાત્ર.



ભીમક..............................વિદર્ભ દેશનો રાજા.

રાજવતિ ..............................તેની સ્ત્રી.

દમયંતિ ..............................તેમની પુત્રી.

શશિકળા, પુષ્પવતિ તથા પ્રિયતમા. તેની સખીઓ.

પર્ણાદ તથા પૂર્ણાનંદ ..............ભીમક રાજાના બ્રાહ્મણો.

નળ ..............................નિષધદેશનો રાજા.

સુદેવ ..............................તેનો પ્રધાન.

સુભાષિત .................. ...........નળરાજાનો ખુશ મશ્કરો.

ઇંદ્ર, યમ, અગ્નિ તથા વરૂણ .......આકાશી દેવતાઓ.

શચિ ..............................ઇંદ્રની સ્ત્રી.

તિલોત્તમા, મંજુળઘોષા તથા સુકેશી. ઇંદ્રની અપસરાઓ.

નારદ ..............................બ્રહ્મદેવનો પુત્ર.

હંસ ..............................બ્રહ્મદેવના વિમાનવાહક પક્ષી.

ઋતુપર્ણ ..............................અયોધ્યાનો રાજા.

સુમુખ..............................મગધદેશનો રાજા.

સોરઠ તથા બીજા દેશના રાજાઓ, જ્યોતિષિ, સભાસદ,

અગ્નિ ઉપાસક, પુરોહિત, પ્રતિહાર, કળાવતીઓ,

સાથી, સેવકો, દાસ, દાસીઓ ઇત્યાદિ.



# દમયંતિ સ્વયંવર નાટક.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થલ—નિષધદેશ. નલરાજનું આમ્રમંડળ.

પાત્ર—નલ, સુદેવ પ્રધાન, પુરોહિત, પ્રતિહાર, સુભાષિત ઈત્યાદિ.

પ્રતિહાર—વિજયોસ્તુ. વિજયોસ્તુ. (નારદ ગાતોપ્રવેશ કરેછે.)

નારદ— **ગઝલ.** (રાગ સારંગ)

અજબ છે પ્રભુ તારી લીલાનો રંગ,
નયન મુજ થયાં દર્શને દંગ દંગ—અજબ૦
જે આસમાની ખાપ નિત ખુશી દિલ કરે,
નિરાધાર નિશિ દિન નિયમ સર ફરે.—અજબ૦ ૧
છે જગ માંહિ ખુબતર કરામત કરી,
દયાવાન ઈશે સખાવત ધરી.—અજબ૦ ૨

નલ—આહાહા, મુનીરાજ, આપનો દર્શનનો લાભ આજ મુને ખરેખર શુભ ચિન્હ દેખાડે છે. આપ કુશળ તો છોને? મુનીંદ્ર, શી આજ્ઞા કરવાની ઈચ્છા મનમાં ધારણ કરી આજે આપ અહિં પધારયા છો. મહારાજ, બીરાજશો આ આસન ઉપર?

નારદ—હે પુણ્યશ્લોક નલ રાજા, તારી આ આગતા સ્વાગતા કરવાની રીત જોઈ હું બહુ પ્રસન્ન થયોછું. અમ સરખા મુનીઓને રાજ સિંહાસને બેસવું છાજે નહિં. તારા જેવા રાજાજ સિંહાસન ઉપર બિરાજવા યોગ્ય છે. માટે ત્યાં તારેજ બેસવું. હું આ આસને બેસુંછું. (બેસેછે.)

નલ— મહાન્ પુરૂષોના લક્ષણો નિરંતર એવાજ રેહેછે. ઠીક મહારાજ, આપની ઈચ્છા હોય ત્યાં બેસો. પ્રધાનજી, આજે કલાવતીઓ વિના આપણી સભા શૂન્ય દેખાયછે.

સુદેવ— (અંદર જોઈને) કલાવતીઓનું આયુષ્ય મોટું હોય એમ જણાય છે.

નલ— કેમ વારૂ ?

સુદેવ— આ આવી. જુવોની મહારાજ.

(કલાવતીઓ પ્રવેશ કરેછે.)

કલાવતી— **ગજલ.** (રાગ સોહેની)

આવી હું સેવામાં દાસી રાગણી ગાવા સજન,
ઉભી છું સભામાં રાજા દિલને કરવાને પ્રસન્ન—આ૦
ગીતપુષ્પોહારને સુગંધિવાલો દિલચમન,
ગલે વધાઉં લેહરકાજે આનંદે મોહવાને મન.—આ૦

નલ—મુનીરાજ, આપ તો ગાયન વિદ્યાના જનક છો. પણ, આ કલાવતીઓએ ગાયન ગાઈ આપની કરેલી થોડી બહુ સેવા આપે તો માન્ય કરી હશેજ. પણ મુનીરાજ, આપનું ગમન ત્રૈલોક્યમાં છે ને આજ આપે કયા ભુવનને વિયોગદુઃખમાં નાખીને મારૂં સભાસ્થાન પવિત્ર કર્યું છે ?

નરદ—હે પુણ્યશ્લોક રાજા, તારા સદ્ગુણનું વર્ણન મારા પિતા જે બ્રહ્મદેવ તેમના મોહોડેથી શ્રવણ કરી હું બ્રહ્મલોકમાંથી અહિં ફરતો ફરતો આવ્યો છું.

નલ— આ શું કહો છો મહારાજ! મારાજેવા એક તુચ્છ પ્રાણીની કીર્તિ બ્રહ્મલોક સુધી કયમ જાય !

નારદ—રાજા, સાંભળ. સૂર્ય એકજ હોયછે, પણ તેને અનેક કીર્ણ હોવાથી જેમ તેના તેજનો સર્વ જગતમાં વિસ્તાર થાયછે તેમ તું એકજ છે તો પણ દયા બુદ્ધીથી અગણિત ગરીબ લાચાર, નિરાશ્રિત લોકોને દાનધર્મ કરવાથી તારી કીર્તીનો વિસ્તાર ત્રિભુવનમાં થયોછે,

તે બ્રહ્મલોકમાં મેં સાંભળી તારો દર્શનનો લાભ લેવાને માટે મારૂં આ સ્થાને આગમન થયું છે.

નલ– મહારાજ, દાનધર્મ કરવો ને પ્રજાને સુખી કરવી એતો રાજાઓના ધર્મ છે. આ આપના ભાષણથી આપ મને ખરેખર બહુ વધારે માન આપો છો. પણ દાનધર્મ કરવાના કામમાં આપ મને જેટલો દક્ષ તથા તત્પર ધારો છો તેટલો હું નથી એ કેહેતા મને બહુ દુઃખ થાયછે. મારી પ્રજા વધારે સુખી થાય અને ગરીબ લાચારના દુઃખ ઓછા થતા જાય તેમ કરવાને માટે હું આપના આશીર્વાદથી પાછલ નહિ પડું એવી આશા રાખું છું.

પુરોહિત– ધન્ય છે ! ધન્ય છે આપને, પુણ્યશ્લોક એ નામ ધારણ કરવાને માટે આપજ યોગ્ય છો.

સુદેવ– ખરેખર, રાજાજી દયાના સાગર છે. જેમ રણભૂમિ શૂરવીરથી શોભાયમાન થાયછે, જેમ સત્ય વચનથી કંઠ શોભે છે, તેમ દયાથી હૃદય સુશોભિત થાય છે.

સુભાષિત– ખરૂં કહોછો. દયા કાંઈ શ્રીમંત લોકોનાજ મનમાં વસે છે એમ નથી પણ તે ગરીબ લાચાર લોકોના હૃદયમાં પણ વાસ કરે છે. ને તેની શક્તિ બન્ને ઠેકાણે સરખી છે. ગરીબે ખરી દયાથી એક બદામનો કરેલો ધર્મ તવંગરે એક લક્ષ બદામના કરેલા ધર્મ સમાન છે. ને તેથી ઉત્પન્ન થનારૂં પુણ્ય તથા સંતોષ એકજ પ્રકારના છે. નારદમુની, જો પરમેશ્વરે દયાગુણ નિર્માણ નહિ કર્યો હોત તો સૃષ્ટિક્રમ બંધ થાત એમાં કાંઈ સંદેહ નથી.

નારદ– શાબાસ, શાબાસ.

## દોહરા.

દયા મૂળ છે ધર્મનું, નર્કમૂળ અભિમાન,
દયા કદી નવ છોડશો, શરિરે જ્યાંતક પ્રાણ.
દાન કરે ને દાન લે, સમસમાન ખુશ થાય,
હૃદય દયાવણ શૂન્ય છે, જીવવણ જેવી કાય.

નલ—સત્ય છે મહારાજ. એવી જે સર્વ જગતને સુખ આપનારી દયા તે સદા મનમાં રાખવી એ મનુષ્યમાત્રનો ધર્મ છે.

નારદ—આ તો સર્વ ઠીક છે. પણ રાજા, તારી પટરાણી તારી સાથે સભામા બિરાજેલી હું જોતો નથી તેથી આ સભાસ્થાનને યોગ્ય શૃંગાર મળતો નથી. રાજાએ રાણી વિના સિંહાસને બીરાજવું એ બહુ દોષકારક છે એવું સર્વ ધર્મશાસ્ત્રનું મત છે.

સુભાષિત—અરે, હજી પરણ્યા છે ક્યાં! બાપા પરણ્યા હતા તેજ! પણ પુરૂષોની પ્રસિદ્ધ સભામાં સ્ત્રીયોનું પ્રયોજન શું ?

નારદ—સ્ત્રી, અર્ધાંગના હોવાથી જ્યાં પુરૂષ ત્યાં સ્ત્રી હોવીજ જોઈએ.

સુભાષિત—આ વળી નવી નવી તાજી તાજી ગપ આજે ક્યાંથી લઈ આવ્યા છો! પુરૂષોની મંડળીમાં સ્ત્રી કયમ આવે?

નારદ—આ કાંઈ નવો ચાલ છે એમ નથી. એ અસ્સલથીજ ચાલ ચાલતો આવ્યો છે.

પુરોહિત—ખરૂં મહારાજ. પૃથ્વી ઉપર પેહેલો યજ્ઞ કરનારો મહા પ્રતાપી રાજા દક્ષપ્રજાપતિ એણે જ્યારે યજ્ઞ કર્યો ત્યારે તે યજ્ઞ મંડપમાં પોતાની સ્ત્રીસાથે બેઠા હતો ને ત્યાં સર્વ દેવતાઓને તથા ઋષીઓને પોતપોતાની સ્ત્રીયો સાથ પધારવા વિષેનું આમંત્રણ કર્યું હતું. અને ત્યાં તેઓ તેમજ પોતપોતાની પદવી પ્રમાણે બીરાજ્યાં હતા.

સુદેવ—ને જે સમયે ધર્મ સંબંધી કાંઈ પણ શુભ ક્રિયા કરવી પડે છે તે સમયે તે ક્રીયા સ્ત્રીવિના યથાસાંગ થતી નથી. ને વળી યજ્ઞસમયે જ્યારે દેવતાઓની પ્રતિષ્ટા થાયછે ત્યારે પેહેલા સ્ત્રીની ને પછી પુરૂષની થાય છે.

નારદ—અરે, યજ્ઞયાગની વાત મુકી દોને એક કોરે. પેહેલા ભગવાનના નામઃસ્મરણમાં જુઓની! ઉમામહેશ્વર, પેહેલી ઉમા ને પછી તેણીના પતિ મહેશ્વર. કોઈકાલે, નારાયણલક્ષ્મી, એવું બોલતા કોઈને પણ સાંભળ્યું છે?

નલ– નહિ મુનીરાજ. સર્વ લોક લક્ષ્મીનારાયણ એમ કહેછે.

પુરોહિત– એ મોટી શાસ્ત્રની વાત થઈ. પણ સાધારણ વાત ચીતમાં પણ કોઈ મનુષ્ય પુરૂષસ્ત્રી એમ બોલતું નથી પણ સ્ત્રી પુરૂષ એમ બોલે છે.

નારદ– કેમ સુભાષિત, ત્યારે આદરસત્કારમાં પેહેલી સ્ત્રી ને પછી પુરૂષ, કચમ હજી સમજ્યો કે નહિ?

સુભાષિત– (સ્વગત) અરે એ લાડવા હવે તો ગળે બેસવા માગેછે! (ખુલ્લીરીતે) પણ મહારાજ, સ્ત્રી સર્વમાન્ય છે ખરી પણ પુરૂષની પ્રસિદ્ધ સભામાં આવી બેસવા લાયક છે એમ મને લાગતું નથી.

સુદેવ– આ તારી મોટી ભુલ છે. કારણ કે જે અર્થે એક બીજાના સુખ સારૂ પરમેશ્વરે સ્ત્રી પુરૂષ નિર્માણ કર્યા છે તે અર્થે તેમને એક સરખી સ્વતંત્રતા તથા હકક હોય તોજ તેઓ એક બીજાને પુરતું સુખ આપે. ધર્મશાસ્ત્ર એવું કહે છે કે સ્ત્રી અબલા છે તેથી કરી તેણે પોતાના પતીને આધીન રેહેવું. એ વાજબી છે. પણ તેથી શું એમ ઠરેછે કે સ્ત્રીના સર્વ વાજબી હકક છીનવી લઈ તેને એક દાસી ગણીને તેના ઉપર અણઘટતી સત્તા ચલાવવી? એ પુરૂષજાતીને એક મોટું લાંછન છે. પરમેશ્વરની નજરમાં બેઉ પ્રાણી એકસરખાંજ છે. અને સ્ત્રીની ઘટતી સ્વતંત્રતા સંસાર ને મંડળીને સુખ અને શોભા છે.

સુભાષિત– પણ હજી ભેસ કયાં છે કે ખુટો મારો છો! રાજાજી રાણીને વરી લાવ્યાછે કયાં કે પતિપ્રિયાના ધર્મ ઉપર લાંબા લાંબા ભુંગળભટીઆં ચલાવોછો!

નારદ– પણ એનું કારણ શું હશે! સ્ત્રીજાતવિષે રાજાના મનમાં કાંઈ દ્વેષભાવ તો નહિ હોય!

નલ– નહિ મહારાજ, સ્ત્રીજાતવિષે મારા મનમાં કશા પ્રકારનો દ્વેષભાવ નથી પણ પરણ્યાથી હું વધારે સુખી થઈશ એમ મને લાગતું નથી તેથી હું હજીલગી અવિવાહિત રહ્યોછું.

સુભાષિત—કલાવતીઓ, આ વિષય ઉપર તમારૂં ગાયનશાસ્ત્ર શું કેહેછે? જો તમને કાંઈ સાંભરતું હોય તો ગાવો કે આ સભાની તકરારને કાંઈ જીવ આવે—કારણ કે ભાષણ કરતા ગાયન માણસના મગજ ઉપર વધારે અસર કરનારૂં છે. મહારાજ, આપની આજ્ઞા છે?

નલ—એમાં મારે કાંઈ અડચણ નથી. સુખેથી ગાય.

કલાવતી— **ઠુમરી.** (રાગ, કાલીંગડો અથવા કાફી.)

મનોહર જાત સ્ત્રીની જાણ, સુંદર રૂપની ખાણ—મનો૦ ટેક.
સુખમાં વૃદ્ધિ કરે પતિસુખની, દુખમાં મન રમમાણ—મ૦ ૧
સંતતિ સંપત્તિ સુખનું કારણ, પ્રભુએ કરી નિર્માણ—મ૦ ૨

નારદ—શાબાસ. શાબાસ. મને પણ એક શ્લોક ગાવાનું મન થાયછે તે સાંભળ રાજા.

**શ્લોક.** (શીખરણી વૃત્ત.)

પ્રભૂઆજ્ઞે પૃથ્વી, પ્રથમ કરિ નિર્માણ વિધિએ
ગજેંદ્રાદિ પ્રાણી, નરવરગ પશ્ચાતક્ષિતિતલે
ઉદાસી ચર્યામાં દિઠિ નરનિ એકાંત વિપિને
વિધાતાએ નારી સરજિ નરદુઃખાગ્નિ હરવે.

સુદેવ—મહારાજ, પુરૂષનું ફક્ત દુઃખ હરણ કરવા સારૂ સ્ત્રી નિર્માણ કરી છે એટલુંજ નહીં પણ જેમ તેની ચઢતી અવસ્થામાં તેના સુખની તે સાથી છે તેમજ તેની પડતી અવસ્થામાં તેના દુઃખમાં પણ ભાગ લેવાને માટે વિધાતાએ સ્ત્રી સ્રજીછે. ચડતી અવસ્થા કરતા પડતી અવસ્થામાં પુરૂષને સ્ત્રીની વધારે અગત્ય રેહેછે.

સુભાષિત—પણ સ્ત્રી સદ્ગુણી હોય તો! નહિતર વિવાહનું બારમું થઈ ઉલટી પીડા થઈ પડે!

નલ—શું તારી સ્ત્રી નઠારી છે?

સુભાષિત—અરે, હજી પરણ્યો છે કોણ કે સ્ત્રી નઠારી હોય!

નારદ—શું આટલી બધી તારી ઉમર થવા આવી તોયપણ!

સુભાષિત—તેથી શું તમને નવાઈ લાગે છ? હું તો ભાઈ, પરણી

લફડામાં ના પડું. લગ્ન કરી બાયડીનું પેટ ભરવાને લીધે હું શું વરસાદમાં ભીંજાવા જાઉં ! તડકામાં ફરૂં ને માથાઉપર પાટી મુકી હેલ કરવા જાઉં ! ને લોકોની જન્મ સુધી સેવાચાકરી કરી તેમની ગાળો તથા લાતો ખાતો ખાતો મરી જાઉં ! ને તેને ઘરમાં સુખથી પગ ઉપર પગ ચઢાવી બેસવા દઉં ને મારા ઉપર હુકમ ચલાવવા દઉં. છટ છટ, એમ કદિ બને નહિં. નારદમુની, તમો એમ સમજતા હશો કે હું છેક ભોળો છું ને તમોજ કપટવિદ્યામાં પ્રવીણ છો. પણ એમ તમો સમજતા હો તો તમો મોટી ભુલ કરોછો કારણ કે તમારા આશીર્વાદથી મેં પણ કપટવિદ્યાનો થોડો ઘણો અભ્યાસ કિધો છે.

નારદ– સુભાષિત તું ભુલેછે. પરમેશ્વરે સ્ત્રીની દેહ સકુમાર ને પુરૂષની દેહ સદૃઢ બનાવી છે માટે સ્ત્રીનું પાલણ પોષણ તથા રક્ષણ કરવાના કામમાં પુરૂષેજ વધારે શ્રમ લેવો જોઈએ.

સુભાષિત– અરે, જ્યાણ્યું જ્યાણ્યું. હાલ પેટ ભરવાની પંચાતી પડે છે, ઘરમાં ઉંદરા ભુકે મરે છે ને તેમાં વળી પરણું તો બીજું ક્યાંથી ભરૂં ! ને વળી અમે કાંઈ જન્મ સુધી બે જણજ રેહેવાના છૈયે. છોકરા તો થશેજ.

પુરોહિત– એમાં નવાઈ જેવી વાત શી છે ! એ તો પરમેશ્વરનો નિયમ છે ! પણ છોકરાંથી તારૂં ઘર શોભશે ને તેમનાથી તારી ઘડપણની અવસ્થા સુખી થશે.

સુભાષિત– શું શોભશે કપાળ ! પેહલા તો સ્ત્રીની ટોક ગલે ઓળવાઓછો ને પાછળતી ઘડપણમાં છોકરાઓનો મને ઓશીઆળો રાખોછો. એવો ધંધો મારે ના જોઈએ.

નલ– એમ ક્યંમ ?

સુભાષિત– મહારાજ, આ વખત તો તમો જાણો છો. છોકરાં જણીને મોટા થયા છતે તેની વેઠ પણ આપણનેજ કરવી પડેછે. તેમને વળી પરણાવવા પડેછે એટલુંજ નહિં પણ પરણાવ્યા પછી બાપના ખરચનો ભાર ઉગારવાને બદલે સાંભા માબાપનેજ માંથે ચોખા

ભારી પડેછે. અને તેમને પણ જો છોકરાં થયાં તો બાપજી, હું પુરોજ લાંબો થઈ જાઉં. તેમને ખવડાવવાની તો વાત રહિ પણ તેમને મારા નાના ઘરમાં મારાં છોકરા બચ્ચાસાથે સુવાની જગા ક્યાંથી લાઉં. માટે મારે તો આ દુનિઆની વેઠ ન જોઈએ. એ વેઠ ગરીબોને નાહિં પણ તવગંરોને યોગ્ય છે. કેહવત છેકે શ્રીમંત ખોળા ઓઢીને સંતાન માગે તોપણ તેમને ન મળે ને ગરીબને ઘેર તો ઢગલે ઢગલે આવે.

સભાસદ– પણ વધારે છોકરાં થાય તો વધારે સારૂં કે નાહિં?

સુભાષિત–અરે શાનું સારૂં! એક છોકરૂં જો પગ ખેચશે તો બીજું હાથ તાણશે ને ત્રીજું મારી બોચી પકડશે ને ચોથું બુમ પાડશે કે બાવા ખાવા આપો એમ કરી તેઓ મારૂં બધું લોહી ચુસશે. એ મને કયમ પરવડે! હું તો ભાઈ, સંસારસાગરમાં આખોનેઆખો તણાઈ જઈશ.

નારદ– કેવો મૂર્ખ!

નલ– મહારાજ, એ મૂર્ખ નથી પણ સુજ્ઞ છે. એનું કેહેવું કેવલ અસત્ય નથી. સંસારમાં જંજાળ તો ખરી મુનીરાજ.

પુરોહિત– એમ નહિ રાજા. સમાધાનવૃત્તીથી જે મનુષ્ય સંસાર કરી પરમાર્થ સાધેછે તેજ મોટો ધન્ય અને સુખી કેહેવાય. સમજ્યો.

સુભાષિત– સમજ્યો સમજ્યો. (સ્વગત) જુવોની લોકોને બ્રહ્મજ્ઞાન કેહવા ઉતરી પડયાં છે! (ખુલ્લી રીતે) મહારાજ, આ ડાહ્યાડોરા ગમે તેવા ગોળા ગબડાવે પણ આપે તો એ બાયડીની બેડી પગે ચઢાવવી નહિ હો! મહાન પુરૂષો જે કાંઈ બોલે તે સર્વ ખરૂંજ છે એમ નક્કી નથી.

સુદેવ– અરે, હજી તું સમજતો નથી? સ્ત્રી એ બેડી નાહિં પણ ખરેખર પતીનો બીજો જીવ છે. સંકટના વખતનો તે સાથી અને સલ્લાકાર છે. તેની સાચી પ્રીત અને મધુર વચનો તેના દુઃખસમયે દિલાસો છે અને સંસારની જંજાળના કાંટાદાર ઝાડ ઉપર તે સુગંધી ગુલાબ છે.

સુભાષિત— પ્રધાનજી તમે ભુલોછો. સ્ત્રી તમને સુખ નથી આપતી પણ પૈસા સુખ આપેછે. એક વખત તમે પૈસા વગરના ભીકારી થઈ જઓ ને ઘરમાં ખાવાપીવા પહેરવાના ફાફાં પડવાદો ને પછી જોઈલો કે બાયડીના ખાસડાની તમારા ઉપર કેવી પધરામણી થાયછે.

## લાવણી.

જ્યાં લગી પૈસો ત્યાંલગી બેસો બોલે કાંતા સુખાસને
પૈસો જાતા લાતો ખાતાં જીવ ડરે બ્રહ્માંડે ચઢે.
પ્રીત રંગ જે દંગ કરે ઉમંગ સદા તે ધને વસે,
આશા ખોટી આપી મોટી જોઈ કસોટી દુર ખસે.
સંકટ દુર્ઘટ પડતા ઝટપટ કોપ કપટ તે પ્રગટ કરે,
પડતીકાળે જાહેર માગણી કરતા બહુ કલ્પાંત કરે.

ઝુલ.

કાંચને વસે ગુણ સગળાં,
કાંચને નારીનર વાહાલાં,
કાંચને સકલ દિન સવળા,

સ્ત્રી મિત્રાઈ જુઠી સગાઈ સાચી ઠગાઈ સમજ ધરે, પૈસો૦

પુરોહિત— જેમ અવિદ્વાન પુરૂષ અવિચારથી પોતાની સ્ત્રીસાથે સલ્લા સંપતથી વર્તતો નથી તેમ અભણ સ્ત્રી પોતાના પતીસાથે એમ વર્તે તેમાં કાંઈ વિશેષ નવાઈ નથી. પણ એવા થોડા દાખલા ઉપરથી આખી સ્ત્રીજાતીને દુષણ લગાડવું એ નિંદાનું કામ છે. અરે જે ઘરમાં સ્ત્રીપુરૂષના જોડાં એકબીજાને સાથે સંપથી વર્તેછે તે ઘરમાં લક્ષ્મી દાસી થઈ કામ કરેછે અને દુષ્ટ આપદા ત્યાંથી રાનોરાન નાહાસતી ફરેછે.

સુભા૦— એમ છે કે? ત્યારે તો હું આજને આજ પરણું. કયમ રાજાજી, આપણે આજને આજ સાથે પરણીશું.

નલ— કયમ સુભાષિત, તું મારી સાથે પરણવા માગે છે!

સુભા૦— અરે નારે મહારાજ. તમારી સાથે કયમ પરણાય! તમો તો પુરૂષ છો.

નલ— પણ નારદમુની, આપ બ્રહ્મદેવના પુત્ર છો. તેથી મને કેહે શો કે બ્રહ્મદેવે મારેસારૂ કંઈ નાર નિર્માણ કરી છે? મેં તો નવ-ખંડ પૃથ્વી જોઈ પણ હું વરૂં એવી એક પણ સ્ત્રી મારે નજરે પડી નથી.

સુદેવ— મહારાજ, આ શું કેહેવાય! નવખંડ પૃથ્વીમાં કાંઈ ના-રીની ખુટ પડી છે?

નલ—ખુટ તો નથી, પણ મારે પરણવા યોગ્ય એવી એકપણ સ્ત્રી મેં દિઠી નથી ને સાંભલી પણ નથી. જ્યાં રૂપ છે ત્યાં કુલ નથી ને કુલ છે ત્યાં રૂડી ચાલ નથી. માટે સકલ લક્ષણમાં પૂર્ણ એવી કન્યા તમો જાણતા હો તો કહીંદો મને કે હું તેની સાથ પરણું.

સુભા— મહારાજ, તમો સુજ્ઞ છતાં નારીના ઉંચા કુલ, રૂપ તથા ચાલ સંબંધી એવા વિચાર કયમ રાખો છો! એમ તો મારે માટે મોટા કુલની પુત્રીઓના માંગણા આવે છે પણ તેઓ મારે માટે કાઈ દોલત લાવતી નથી તેથી આપણે તો ભાઈ ધોબીનો ગધેડો નહિ ઘરનો કે નહિં ઘાટનો તેવી હાલતમાં ઢકેલા ખાઈએ છૈયે.

નારદ— તારાજેવા છોકરીઓના પૈસાપર ધાપ મારનારા ધાઈ ખોરાઓને માટે હું નહિ બોલતો. પણ આ રાજાજેવા સૂજ્ઞ મનુષ્યે રૂપ તથા કુલવિષે એટલો બધો ગર્વ રાખવો એ યોગ્ય નથી. અરે જેના સદ્‌ગુણ તથા રૂપનું વર્ણન્ન કરતા શેષ તથા વેદ પણ થાકી ગયા એવી અલૌલીક કન્યા મારા જોવામાં આવી છે.

નલ— એવી હોય તો કૃપા કરી તેનું વર્ણન કરશો તો તે હું સાંભ-લવાને આનંદ પામીશ. તેવીને હું વરવાને રાજી છું.

નારદ—અરે, તે તો ઈન્દ્રને પણ પરણાવા ઈચ્છતી નથી તો તારી સાથ ક્યાંથી!

પ્રતિહાર— મહારાજાધિરાજ નલરાયને ઘણી ખમાં. મહારાજ

આપના દર્શનની આશા રાખી બે બ્રાહ્મણો કુંડિનપુરથી આવ્યાછે.

નલ– તેમને અંદર આવવા પ્રતિબંધ નહિ થાય એમ કર.

પ્રતિહાર– પ્રભૂની જેવી આજ્ઞા.

( ભીમકરાજાના બે બ્રાહ્મણો પ્રવેશ કરે છે. )

નારદ– વિજયોસ્તુ. વિજયોસ્તુ. રાજા તારો સદા જય થાઓ.

નલ– હે બ્રહ્મકુલોત્પન્ન, કિમર્થે આગમન? શું કેહવા ઈચ્છોછો?

પર્ણાદ– **કવિત.**

નૃપ વસે વજ્રવતિ સાથ ભીમક મહારાજ નીતિસંપન્ન વિદર્ભ દેશે,
અવતરી રાજમંદિરે પુત્રિ દમયંતિ અપ્સરા વેષે,
શશિકલા મિસાલે વધી યુવતિ રૂપવતી યોગ્ય પરણવે થઈછે જાણે,
નહિ કહિં દિઠો ભૂપાળ યોગ્ય વરમાળ ગ્રહણ કરવાને.

નલ– શું એવી રૂપાળી! પણ રૂપ સાથે ગુણ—

પૂર્ણાનંદ– **કવિત.**

નૃપ સુણો સુણો સાંભળી કમળમુખી નાર કીર્તિ ગુણ તણી નવાઈ લાગે,
છે શાસ્ત્ર કુશળ, વિદ્વાન ચિત્ત પરિતાપ નિશ્ચયે વારે,
કરી કોણ શકે સામ્યતા ગીત નર્તને સૂરધુન સુણી કિન્નરો લાજે,
ત્રૈલોક્ય ફરો નહિ નાર અન્ય સુવિચારી સદ્ગુણી લાભે.

સુદેવ–ત્યારે એવી નારનું કુળ તથા માબાપ સારાં હોવાંજ જોઈએ

પૂર્ણાદ– **કવિત.**

અગણીત રંગિત મંદિર શોભિત સુંદર કુંડિનપુર વિલસે,
ભીમ ભયાનક ભીમક નૃપ ત્યાં નીતિ ધર્મથી રાજ્ય કરે,
અશ્વ હાથી રથ વિશાલ સેના દ્રવ્ય વિપુલ નૃપ ગૃહે વસે,
નામ પરાક્રમ શ્રવણે પડતાં સકલ શત્રુને ધ્રુજ ચઢે.

નલ– શું ત્યારે એવા પરાક્રમી રાજાની તે એવી રૂપાળી ને ગુણવંત કુંવરી છે ?

નારદ– રાજા એમાં શંકા રાખવા જેવું કાંઈજ નથી.

**શ્લોક.** (વસંતતિલકા વૃત્ત)

ત્રૈલોક્ય રૂપ સઘળૂં વિધિએ મિળાવી
મૂર્તી અતુલ્ય દમયંતિ ગુણી બનાવી
જેનો સ્વરૂપમહિમા નવ વર્ણવે રે
ઈચ્છા ધરે પરણવા નૃપ તેનિવેરે.

નલ– ચક્ષુર્વૈસત્યં. પ્રત્યક્ષ જોયાવિના ખાત્રી કેમ થાય!

પર્ણાદ– આ લેવો મહારાજ, દમયંતીનું ચિત્ર.

નલ–(ચિત્રજોઈ) આહાહા, એવી રૂપાળી સ્ત્રી જો મને પ્રાપ્ત થાય તો મારા પુણ્યચંદ્રનો પૂર્ણ ઉદય થયો એમ હું નિરંતર ગણીશ. મુની-રાજ, તમારી જો આજ્ઞા હોય તો હું હમણાંજ એક પત્ર સાથ મારૂં પ્રતિબિંબ તે સકુમાર ત્રિભુવન સુંદરીને મોકલી દઈ મારા ભાગ્યની પરીક્ષા કરૂંછું.

નારદ– એ વિષે મારી પૂર્ણ સંમતિ છે. રાજા, તે દમયંતિ તનેજ યોગ્ય છે ને મારા આશીર્વાદથી તનેજ તે પ્રાપ્ત થાઓ. કલ્યાણ કલ્યાણ. (સર્વ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—માર્ગ.

પાત્ર—પર્ણાદ અને પૂર્ણાનંદ.

પર્ણાદ– ચાલ ભાઈ. હવે જરા જીવને નિરાંત થઈ. શ્રમનું સાર્થક થયું.

પૂર્ણાનંદ– ખરૂં ભાઈ. હું તો છેક નિરાશ થઈ ગયો હતો પણ કેહવત છે કે શુભ કામ કરવા જતી વેળા ઘરથી નિકલતા જો સારા સુકન મળે તો કામ સફલ થાય, તેથી મારી બાયડીએ હું પ્રવાસે જવા નિકળ્યો તે વેળાએ મને દહીના શુકન કરાવ્યા હતા. અને તે આજે સફળ થયા. રખડતાં, રખડતાં ટાટીઆં તુટયાં; નમસ્કાર

કરતાં કરતાં ગરદન વાંકી થઈ ગઈ; દરબાર ધક્કા ખાધા. મોટાભાઈ મોટાભાઈ કરી ખોટી સ્તુતિ કરતાં જીભ ઘસાઈ ગઈ, અને અંતે, પ્રતિહાર, ચોબદાર, છડીબરદારોના ધક્કા અને ધબ્ભા પણ બાકી હતા તે ખાધા, પણ આખરે દહીના સુકન ખરા થયા.

પર્ણાદ– અરે, વાહવા રે તારી બાયડી! હસતું મ્હોડું અને દહીના સુકન તો તારી બાયડીને હવે પાલખીએ બેસાડશે. હવે ધબ્બા ખાવાને બદલે તું તો ફાંકડો થઈ ગાડીએ બેસશે અને ડાળ ભાત ઉપરથી મોઘાં મિષ્ટાન્નોમાં તું અને તારી બાયડી મોજ મારશો.

પૂર્ણા૦– અને તું નહિ કે? તું અને હું–તારી બાયડી મારી બાયડી કાંઈ આપણે જુદાં છૈયે કે? એ બધા સુખનું કારણ નલરાજા છે. અને જો એનું કાર્ય સિદ્ધ થયું તો પછી આપણા સુખથી લોકોને શું થોડી અદેખાઈ ઉત્પન્ન થશે?

પર્ણાદ–હું તો નલને જોઈ દંગજ થઈ ગયો. શું તેનું કદ, શું તનું સ્વરૂપ ને શો તેની દરબારનો ભપકો! એ દમયતીને ખરેજ લાયક છે. પૃથ્વી ઉપરના સઘળા રાજાઓમાં એ ખરેજ શ્રેષ્ઠ છે. ભીમક રાજાના કુટંબને, તેની દરબારને તેની આખી રાજધાનીને શોભાવનારૂં પૃથ્વી ઉપરના અનેક અમુલ્ય રત્નમાનું એક અતિ અમુલ્ય રત્ન છે.

પૂર્ણા૦– મારી ખાત્રી છે કે દમયંતિ એનેજ પસંદ કરી વરમાલ પેહેરાવશે. તે એનેજ વરશે.

પર્ણાદ–જો આવા વરને તે ન વરે તો પછી શું તે પથ્થરને વરશે? આથી શ્રેષ્ઠ બીજો કોણ છે? વરશે, વરશે ને આવા વરને વરવાને તે કદિ નહિ ડરશે.

પૂર્ણા૦– તો પછી આપણા ખીસા તે કાં નહી ભરશે? દમયંતીને આપણે ખુશી કરીશું તો પછી ભીમકરાજા આપણી બાયડીને કાં નહિ સુખી કરે? દમયંતિ રાજાની પટરાણી થશે તો આપણી બાયડી

ઓ આપણા ઘરની પદરાણી છે. તેઓ મનુષ્ય છે અને આપણે પણ મનુષ્ય છૈયે.

પર્ણાદ– એમાં શો સંદેહ! ફરક માત્ર એટલોજ જે તેઓ પરમેશ્વરના ઘરથી કપાળ ઘસી આવી છે. તેથી તેઓ આવા સુખ ભોગવે છે. અને આપણી બાયડીઓ પથ્થર પુંજી આવી છે તેથી આપણે ધકેલા ખાઈએ છૈયે.

પૂર્ણા૦– પણ હવે ધકેલા ખાવાનો વખત ગયો એમજ જાણ. આજથી આપણી નબલી દશા તદન બદલાઈ ગઈ છે. ને આપણી શુક્રની દશા બેઠી છે. પણ હવે કાંઈ થોડી દક્ષણાથી આપણે રાજી થવાના છૈયે કે? ગામોનેગામ ખાઈ જશું. રાજાની તે એકજ સદ્ગુણી અને રૂપવતી પુત્રી હોવાથી પોતાના પ્રાણ કરતાં પણ તેને વધારે પ્યારી છે. પછી આપણા ભાગ્યાનો ઉદય થવાને શી હરકત પડનાર છે?

પર્ણાદ– અરે તું જોતો ખરો! આપણે જે માગશું તે મળવાનું છે. ગામ માગશું તો ગામ, ઠામ માગશું તો ઠામ, નહિ તો રોકડા દામ તો છેજ. કામ થવાથી આટલો લાભ થયો.

પૂર્ણા૦– ભાઈ, મારે ઘેર અન્નપાણી શિવાય ખાવાની અછત નથી. પણ ભુગડાંલતાં તથા ડાગડાગીનાની ભુમાભુમ ચાલે છે. તેમાં વળી મારી બાયડી ફાંકડી હોવાથી પડોસણનો શણગાર જોઈને મને દાહાડે ઝંપવા દેતી નથી ને રાત્રે નિરાંતે ઉંઘવા પણ દેતી નથી. દરરોજ ટક ટક કર્યાજ કરે છે. મને જો એક ગામ ઈનામ મળે કે ને. તો એ બધી કટ કટ મટી જશે. કેમ ભાઈ, ખરૂં કે નહિ?

પર્ણાદ– તારા ઘેરની વાત હું શું જાણું! પણ મારી વાત તો જરા સાંભળી લે. મારી સ્ત્રી જરા ચીકાસવાળાની દિકરી છે માટે મારે ઘેરની તેને ડાળ ભાત રોટલી કાંઈ ભાવતા નથી. દરરોજ દુધપાક, ગુંદરપાક, કોપરાપાક ખાવા માગે છે. ને જો તે હું તેને નહિ ખવાડું તો તે વગર માગવે મને ડાડમપાક, કેશરપાક અને મેથીપાક ખવાડે છે.

પૂર્ણા૦—અરે હરવાયો તું! ભાયડો થઈ બાયડીનો માર ખાય છે; પણ હવે તું ફકળીશમા. આજથી તું એ બધી વાત વિસરી જા. આપણે ઘેર હવે તો સુંનાની ખાણ પાકશે અને લક્ષ્મીની લીલા લેહર થશે. અરે, પણ પેટમાં તો કુત્રા બોલવા લાગ્યા. ચાલ, આપણે પેલી ધર્મશાળામાં રસોઈ કરી પેહલાં સારી પેઠે અડાવીએ ને જરા અલોટીએ ને પછી કુંડણપુરને માર્ગે થઈએ, કેમ?

(જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થલ—અરણ્ય.

પાત્ર..........નલરાજ, સુદેવ પ્રધાન, સુભાષિત તથા સેવક.

(એક સરોવરે પાણી પીવા સારૂ આવેલા હંસપક્ષીઓ, નલરાજ સુદેવ ઈત્યાદિકોને આવતા જોઈ ગભરાતા.)

હંસ— **દોહરા.**

ખટપટ વણ ઝટ પીવો, વિમલ જલ લટપટ સકલ તજી,
વિકટ કપટી નરજાત, નિકટસર ભાસે આવી અહીં.
ભરભર ફરફર પંખ હિલાવી, સરસર કાંપી પવન,
ભયવણ ખગગણ સુખપણ પામો કરી ઉડડાન ગગન.

(નલ ઈત્યાદિ પ્રવેશ કરેછે.)

નલ—પ્રધાનજી, આ અરણ્ય કેટલું શોભાયમાન દેખાયછે! વૃક્ષોની કેવી ઘટા લાગી રહીછે! અને તેઓ ફલફૂલોના ભારથી કેવા નમી ગયેલાં છે! તેમ પુષ્પોના સુગંધથી લુબ્ધ થયેલા ભમરો ગુંજતા ગુંજતા મધુર રસ પ્રાશન કરવાના કામમાં કેહવા ગુંથાઈ રહ્યાં છે? તેજ પ્રમાણે આ વનપુષ્પો ઉપરથી આવનારો મંદ સુગન્ધી તથા શીતલ વાયુ આપણા મનને કેટલી સમાધાની આપેછે! અરે પણ ત્યાં કિલકિલ કોણ કરેછે? (સરોવર તરફ જોઈને) અહાહા!

કેવા સુંદર પક્ષી તે નિર્મલ સરોવરમાં તરતાં જોવામાં આવે છે!

સુદેવ—શો તેઓની દેહનો સોનેરી રંગ ને તેઓની રત્નજડિત પાંખની ભભક!

સુભાષિત—વિજળીનેપણ એક કોરે મુકીદે એવી છે!

નલ—અહાહા! એમાંથી એક હંસ મને મળી આવે તો ઠીક પડે. પ્રધાનજી, તમે આંહિ ઉભા રહો. હું હળવે જઈ એક પક્ષી પકડી લાઉં છું.

સુભા૦—મહારાજ, અમસ્તા ફાંફાં મારવામાં શો લાભ! ગગનમાં ઉડનારા આ ચંચલ પક્ષી તમારે હાથ જીવતા કયમ આવશે.

નલ—કાંઈ ચિન્તા નહિ. તું ચુપ રહે. આવાજ નહિ કર. હું ગમે તેમ કરી એક પક્ષી તો પકડીશ.

(પક્ષી પકડવા તેની પછવાડે દોડેછે.)

હંસ—હે રાજા, તું મારી પછવાડે મને પકડવાં નહિ દોડ. મારી સ્વતંત્રતા સર્વ જગતના રાજ્ય કરતાં પણ મને વધારે મૂલ્યવાન અને પ્યારી છે. રાજા સાંભલ–

## હિંડી.

સતત નિર્ધનતા અમિત દુઃખ લાવે,
અચિત વ્યાધિથકી, વિવિધ વિપત આવે
કરે પરવશતા, નિત્ય માનહાની,
સૌથી બન્ધી, દુખીઆરી ઝિંદગાની.

નલ—શો ચમત્કાર! સુંદર ને વળી સુસ્વર ગાયન કરનારો! એવો પક્ષી મેં મારા આખા જન્મારામાં દિઠો નથી. ખરેખર, આ રત્ન એક રત્નજડિત પાંજરામાં મારા રંગમેહૂલમાં રાખવાને માટે પાત્ર છે. માટે હુંતો એને પકડૂં.

(તેને પકડવા ઘણી ઝડપથી દોડેછે. પક્ષી ત્યાંથી છટકી જાય છ)

સુભાષિત—(ખુબ હસીને) એક સાધારણ પક્ષી પણ તમારાથી પકડાયું નહીં. હવે જાણ્યું તમારૂં પરાક્રમ! (પક્ષી પ્રવેશ કરેછે)

સુભાષિત—હવે જુઓ આ શૂરવીર એને કેવો પકડી લાવેછે તે!

(તેની પછવાડે દોડેછે. દોડતાં પડી જયછે.)

સુદેવ—ક્યમ સુભાષિત, હવે ક્યાં ગયું તારૂં પરાક્રમ? નાને મોહોડે ગપાટા હાંકવાના કામમાંજ લડવૈયાપણું કે!

સુભા૦— અરે, પણ પડી ગયા છે કોણ? એતો બરડો ભરાઈ આવ્યાથી જમીન ઉપર જરા અલેટીઓ હતો અને વળી નીચે પડી તેને પગથી ઝાલવાનો લાગ તપાસતો હતો, એવામાં તો તમો આવી ગયા. આ શૂરવીરનો બચ્ચો કાંઈ જમીન ઉપર પડે! કોઈ કાળે નહીં. (સ્વગત) પણ હાડકાં તો સજ્જડ ઢીલાં થઈ ગયાં છે હો!

નલ— તું તારા ભારી અંગે ઝુકાયો નહિં ત્યારે બુમ શાની મારતો હતો?

સુભા૦— મને તો બુમ મારવાની ટેવ છે મહારાજ. હું કાંઈ આજેજ બુમ પાડું છું! બાપદાદાથી બુમ પાડતોજ આવ્યો છું.

નલ— (હંસ ફરીથી આવેલો જોઈ) અરે, તે ફરીથી આવ્યો. હવે જો તે હાથમાંથી છટકી જશે તો પુરી ફજેતી. (હંસને પકડે છે.)

## લલિતછંદ.

ભાગ્યવંત તૂં સદય ભૂપતી,<br>
તુચ્છ સર્વથા વિહગ હૂં અતી,<br>
હસ્ત જે સદા સફળ દાનથી,<br>
ભ્રષ્ઠ ના કરે અધમ સંગથી.

નલ—પ્રિય હંસ, આ તારા મધુર શબ્દ મને બહુ સંતોષ પમાડે છે. તારા જેવા સુંદર પ્રાણીને આ જંગલનું રેહેટાણ યોગ્ય નથી. તું રાજમંદિરને યોગ્ય છે. કાકપક્ષી તથા બીજા હલકાં પક્ષીઓમાં રેહેવા કરતાં તારા જેવા બોલતા પક્ષીઓને રાજવંશીઓ તથા ઉમરાવોની સંગતી વધારે માન લાયક છે. જંગલની રેતી અને ઝાડની સુકી ડાળીપર વાસ કરવાબદલ તને તારા શરીરને છાજતાં રત્નજ-

ડિત પિંજરામાં મખમલી બીછાને જગા મળશે, અને તને યોગ્ય સંભાળ મળશે.

હંસ–તારા જેવા દયાવાન રાજાએ એવું કરવું છાજે નહિ. અરે,

**ઠુમરી.** (રાગ કાનડો.)

મને ગૃહે જવા નૃપ દેરે,
જનની ધરડી તરૂણ કામની,
વાત સુણી જીવ દેરે—મને ગૃહે૦–ટેક.
વણ અપરાધે બંધન કરવું,
ધર્મ કયો તું વદેરે—મને ગૃહે૦–૧

રાજા, મારે બદલે તારે યોગ્ય મિત્ર તને દેખાડું તો કેમ? જે તને સદાનો મિત્ર થશે ને પિંજરાને બદલે તારા આખાં મંદિરને શોભાવશે. તે મારા કરતાં પણ સુંદર છે. ઈંદ્રની સાઠ સહસ્ત્ર અપ્સરાઓ તેની આગળ કેવલ તુચ્છ છે. અને દેવાંગના તથા નાગ કન્યા તો તેની દાસીઓ પણ નહીં શોભે! એથી વધારે શું કહું!

નલ–એવો મિત્ર કોણ?

(ઉપલા ગાયનની બીજી કલી).

હંસ–દમયંતી ગુણી ભીમકતનયા, પરણાવું તુજવેરે—મને૦ ૨

નલ–(ચોંકીને) કોણ! દમયંતી! (પ્રધાનને) પ્રધાનજી, આં શો ચમત્કાર! ન ધારેલી વધાઈ! પ્રિય હંસ, તું દમયંતીને ક્યાંથી ઓળખે! તને તેની સાથ શો સંબંધ!

સુદેવ–રાજાજી, એ બ્રહ્મદેવના વિમાન વાહક પક્ષી હોવાથી સર્વ જગતની ખબર એને રેહેછે.

હંસ–નલ, તારી ખાતરી તો થઈ ચુકી છે, તે છતા તું તારો અમૂલ્ય વખત ના ગુમાવ. એ ગુણવંતી રૂપાળી કન્યા તું મને છોડે તો તને અપાવવા હું વચન આપું છું.

સુભા૦–ઠગાશો ઠગાશો મહારાજ. હવામાં ઉડડાણ કરનારા પક્ષીઓના વચન ઉપર વિશ્વાસ તે ક્યમ રખાય! એમનું રેહેવું ક્યાં સ્થિર

બળ્યું છે. આજે ત્યાં તો કાલે ક્યાં. એમનું વચન એમની સાથે ક્યાં ને ક્યાં હવામાં ઉડી જાય. એ તો તમારા હાથમાંથી છટકી જવાની તાલમેલ કરે છે માટે છેતરાશો નહિ હો!

હંસ—વાહાવારે, સત્યનો ડોલ ઘાલનારા ઠગારા, કપટી, તારી નઠારી જીભલી તો બહુ પટપટે છે. તમો મનુષ્યજાતી ઠગાઈ અને વિશ્વાસઘાત કરવાને જરા પણ શરમાતા નથી. હમો પક્ષીઓ તમારાથી સત્યતા પાળવાને વધારે નિર્દોષ છૈયે. તમારા સરખા લોકો જુઠાનું સાચુ કરનારા, પોતાથી ચડતાઓનું અદેખાઈથી બુરૂં કરનારા, પૈસાને માટે સામાવાળાનો જીવ લેનારા છો. એટણું છતાં તમે સચાઈનો સાહયો પેહરી પ્રમાણીકપણામાં અને નિષ્કપટમાં ખપવાનો બાહેરથી ઢોંગ કરી તમારા ઈશ્વરને ઠગોછો તેવા અમે નથી. અમે તો નિરંતર સત્યરૂપ અમૃત પ્રાશન કરનારા પ્રાણીઓ છૈયે.

સુભા—મહારાજ, પીળી નાખો એની ગરદન. અને આખોને આખો ભઠીમાં ભુંજી નાખો કે કટકટ મટી જાય. જુવોની, કેવું અમર્યાદ ભાષણ કરે છે!

નલ—પક્ષી, તારૂં કેહેવું સત્ય છે, તોય પણ તારો છુટકારો થવો એ મહા કઠીણ કામ છે. કારણ તારાઉપર હું બહુ પ્રસન્ન થયો છું. કૃપા કરી તું મારી સાથે ચાલ.

હંસ—રાજા, તુ દયાવાન તથા રાજધર્મમાં પ્રવીણ છતાં મારા જેવા લાચાર નિરપરાધી પ્રાણીની સ્વતંત્રતા છીનવી લેવા પ્રવૃત્ત કેમ થયો છે? તું તારી પ્રજાને છુટાપણું આપે છે તો મ્હારૂં છુટાપણું શામાટે છીનવી લેછે? વગર વાંકે મને પિંજરાનું બંદીખાનું શામાટે આપે છે? તું મને છુટો મુક ને વિશ્વાસ રાખ કે હું તને દમયંતીને જરૂર વરવામાં સાહાય્ય કરીશ. હું મારૂં વચન પૂર્ણ કરીશ.

સુદેવ—મહારાજ, હું આપની ઈચ્છાને આડો આવતો નથી. પણ આપના સુખને માટે પક્ષીને દુઃખ દેવું એ ન્યાયથી વિરૂદ્ધ છે એટલુંજ નહિ પણ ઈચ્છિત વસ્તુ આપવા વિષે વચનબદ્ધ થયેલાને

મુક્ત કરવામાં અઘટિત કાંઈ નથી, માટે છોડીદો મહારાજ એને. અનાયાસે જો અલોલીક રત્ન પ્રાપ્ત થતું હોય તો આનાકાની શી કરવી.

સુભા૦– પ્રધાનજીના વિચાર ગમે તેવા હોય પણ પેટમોંને લીધે હાથમાંનું મારવું યોગ્ય નથી. ઘી ગયું ને તેલ પણ ગયું ને હાથે ધુપદાનીઓં રહ્યું એમ થાયતો પશ્ચાતાપ જેવું થઈ પડશે.

નલ– સુભાષિત, આ પક્ષી મને સત્ય વચની ભાસે છે. વિશ્વાસ ઉપર આખી દુનીઆ ચાલે છે. માટે હું એના ઉપર વિશ્વાસ રાખી એને છુટો મુકું છું. પક્ષી જા તું. હું તને મુક્ત કરૂં છું. પણ જોજે તેં આપેલું વચન આ સુભાષિત કેહેછે તેમ અસત્ય નહિ થાય?

હંસ– ધન્ય છે રાજા, તારા ન્યાય અને દયાળુર્દાને! સુભાષિત પોતે જુઠો છે માટે બધાનેજ જુઠો સમજે છે. કમળાવાળા મનુષ્યને બધુંજ પીળું દેખાય છે. પણ અસત્ય એ શો પદાર્થ છે એહું જાણતો નથી માટે તમારે એમજ સમજવું કે તમારૂં કામ પાર પડયું. (રાજા હંસને છોડેછે. તે ઉડતા ઉડતા) કપટી સુભાષિત, તને છેલો પ્રણામ. રાજા તારો ને તારા પ્રધાનનો જય થાઓ. (જાયછે).

નલ– દમયંતીનું રૂપ ગુણ સાંભળી, મારૂં મન તેના ઉપર મોહિ પડવાથી મારી ચિત્તવૃત્તિ વ્યગ્ર થઈ છે. મને કાંઈ સુઝતું નથી. પ્રીતીના બાણ મારાથી હવે સહન કરવાતા નથી.

સુદેવ– રણસંગ્રામમાં સહસ્ત્રાવધિ બાણ સહન કરવાની શક્તિ આપનામાં છતાં કામદેવના માત્ર પાંચ બાણ સહન કરવાને આપનામાં શક્તિ નથી એ જોઈ મને ઘણું આશ્ચર્ય લાગે છે.

નલ– અરે, કામદેવે પોતાની શકતીથી બ્રહ્મદેવ, શંકર ઈત્યાદિ સમર્થ દેવતાઓની દુર્દશા કરી નાખી તો મનુષ્યનો શો ભાર! પણ હવે તે અમૂલ્ય રત્નનો લાભ થવા વિષે મારે પોતે શો પ્રયત્ન કરવો?

સુદેવ– આપણે તો પ્રથમથીજ ગોઠવણ કરી રાખી છે. આપ ભુલી ગયા છે કે શું!

દોહરો.

નલ— રૂપવડે ખરી ભૂલ પડી, સુઝ ગઈ છબી સાથ.
આસને શયને જીવ મુઝે, નહિં ચહેન દિન રાત.

અરે, પણ સાંભર્યું સાભર્યું! પત્ર ને મારી છબી મારા કમરબંદમાંજ છે. સેવક લે આ ને દમયંતીને આપ. સાંભળ, મનોવેગથી દોડનારા સારા પુષ્ટ અશ્વ રથને જોડી કુંડીનપુર જા ને દમયંતીને હાથોહાથ આપ સમજ્યો. થા ઉતાવળો.

સેવક— પણ દમયંતીના અંતઃપુરમાં મારો પ્રવેશ?

સુભા૦— જા–જા–જા. તક તપાસી હાથો હાથ આપજે. દોડ વેહેલો. અરે, જા. (સર્વ નિકળી જાય છે.)

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થલ-.... .... વિદર્ભદેશ-ભીમકરાજાનું મંદિર.

પાત્ર—ભીમકરાજા અને તેની સ્ત્રી વજ્રવતિ તથા પ્રતિહાર.

વજ્રવતિ-(બોલાચાલી કરતાં) પ્રિયપતિ, આ તમે શું બોલોછો? શું પુત્રી દમયંતિ હજી નાની છે કે તમે એને માટે નિશ્ચિત રહો છો? એ જેમ જેમ મોટી થાયછે તેમ તેમ મારા મનની ચિન્તા વધેછે. બાળકો બચ્ચાપણમાં પરણવાને માટે જેમ યોગ્ય નથી તેમ તેઓ મોટી ઉમરમાં કુમારાં રેહેવાથી માબાપના ઘરને શોભાવતાં નથી. સ્ત્રીને મોટામાં મોટું સુખ તેના પતીનું છે. તમારો રાજમહાલય તેને મનસે બંદીખાનું છે. તે પોતાની આવી અવસ્થા માટે બહુ મુઝાયછે.

ભીમક- મારી પુત્રી સદગુણી તથા મર્યાદશીળ હોવાથી સ્વયંવર-સંબંધીના તેના મનમાંના વિચાર કોઈના પણ આગળ તે પ્રગટ કરવાને શરમાય છે. પણ એની સાંપ્રતની સ્થિતિ તથા આચરણ ઉપરથી એમ લાગેછે કે તારી ધારણા ખરી છે.

વજ્રવતિ-ત્યારે તમો હજી એમનેએમ બેસી કયમ રહ્યા છો? ઉતાવળ કરી તેના સ્વયંવરની સિદ્ધતા કયમ નથી કરાવતા? માબાપે પોતાની કન્યા યથાકાળે યોગ્ય વરને અર્પણ કરવીજ જોઈએ.

ભીમક-મારા મનમાં પણ એવાજ વિચાર આવેછે. મેં દમયંતિ માટે યોગ્ય વર શોધી કાઢવાસારૂ આપના પર્ણાદ તથા પૂર્ણાનંદને બહુ દિવસ થયા મોકલી દિધાછે. હું તેની રાહામાત્ર જોતાજ બેઠોછું કે તેઓ કયારે આવે ને હું સ્વયંવરની સિદ્ધતા કરૂં.

(દમયંતિ પ્રવેશ કરેછે.)

દમયંતિ- માતાજી, આજે મારા જીવને જરા સારૂં નથી. તમારી આજ્ઞા હોય તો મારી સખીઓ સાથ આપના બગીચામાં જરા સેહેલ કરવા જઉં માતાજી?

વજ્રવતિ– મારી ડાહી પ્રિય પુત્રી, તું સુવિચારી તથા સદાચાર સંપન્ન હોવાથી હું કોઈપ્રકારે પણ તારી ઈચ્છાવિરૂદ્ધ કરવા ચહાતી નથી. દિકરી, તું સુખેથી જા. મારી પૂર્ણ આજ્ઞા છે.

દમયંતિ– (જોઈ પાછી ફરીને) પિતાજી, ત્યાંથી કોઈ બે બ્રાહ્મણો આપણી તરફ આવતા દેખાય છે.

ભીમક–અરે, એતો પર્ણાદ ને બીજો પૂર્ણાનંદ. આહાહા! ઠીક થયું.

(પર્ણાદ અને પૂર્ણાનંદ પ્રવેશ કરેછે.)

આવો મહારાજ આવો આવો. તમારા દેખાવ ઉપરથી તમે મારી ધારણા પૂર્ણ કરી આવ્યાછો એમ મને લાગેછે. કહો દમયંતી માટે તમો શી વધાઈ લાવ્યા છો?

પર્ણાદ– રાજા શું કહીએ! અરે, દક્ષિણથી ઉત્તર અને ઉત્તરથી દક્ષિણ આથમણથી ઉગમણ અને ઉગમણથી આથમણ ફરતાં ફરતાં શી મારી દુર્દશા થઈછે! અંગ, વંગ, કલંગ ઈત્યાદિ દેશમાં અથડતાં અથડતાં, બધા હાડકાં પાંસળાં છેક નરમ થઈ ગયાં પણ દમયંતિબાઈને વરવા યોગ્ય એવો એક પણ પુરૂષ મેં જોયો નહિં.

ભીમક– કેવા દુઃખપ્રદ સમાચાર! શું ત્યારે તમારો સર્વ પ્રયત્ન નિષ્ફળ થયો!

પર્ણાદ– નહિં રાજાજી, એમ નહિં.

પૂર્ણાનંદ– ત્યારે જે છે તે વેહેલો કહી દેને! અમસ્તો શાં સારૂ પટપટારો કરે છે? રાજાજી સાંભળવા સારૂ કેટલા બધા ઉતાવળા થયા છે તે શું તારી આંખો જોતી નથી?

પર્ણાદ– રાજાજી, હું તમને બધું એક પલકમાં કહીં દઉં, જો દમયંતી બાઈના સ્વયંવરની સર્વ સિદ્ધતા કરવાનું કામ મારે સ્વાધીન કરશો તો.

વજ્રવતિ– શું સ્વયંવર સુધી વાત આવી ગઈ છે! ત્યારે તો તમો મારી દિકરીને માટે યોગ્ય વર જોઈનેજ આવ્યા હશો.

પૂર્ણાનંદ– આહાહા, યોગ્ય વર તે કેવો! જે દહાડાથી તેની મૂર્તી

અમારે નજરે પડી તે દહાડાથી તે અમારી આંખ આગળથી ખસતીજ નથી.

ભીમક–શું એટલું બધુ સૌંદર્ય! આહાહા! શું મારી પુત્રીનું પ્રારબ્ધ!

પર્ણાદ–રાજા શું કહું. અરે, કેવળ મદનની મૂર્ત્તી! પુર્ણાનંદ, તું કહી દેને!

પૂર્ણા૦–અરે, પણ તું કયમ નથી કેહેતો!

પર્ણાદ–ચાલ, આંપણે બન્ને એકદમ કહી દઈએ. ચલાવ. ચલાવ.

ભીમક– મહારાજ, જે હોય તે સત્વર કહિદો કે અમારા જીવને આનંદ થાય.

પર્ણાદ– સાંભળો રાજાજી.

પૂર્ણા૦–પર્ણાદ– **શ્લોક.** (શાર્દૂલવિક્રીડિત)

લોકોને કરવા સુખાળ ગગને જેવો પ્રકાશે રવી,
તેવો ભૂમિતલે નરેંદ્ર નલ જે શોભે સદા વૈભવી,
સૌદર્યે સમતા ન કોઈ કરવે ત્રૈલોકય માંહે વસે,
જોઈ તદ્દન સંપદા નિશદિને લાજે રમા માનસે.

**સવાઈ.**

છે ગુણવાન સુજાણ દયાનિધિ પુણ્ય નિધાન ધનુર્ધર જે
સજ્જન રંજન દુર્જન શાસન કારણ ધર્મ પરાયણ જે
શાસ્ત્ર પુરાણ ધુરીણ સુવિક્ષણ બત્રિસ લક્ષણ શોભિત જે
તેજ મનોહર આ તનયા વર યોગ્ય ખરે નલ સુંદર જે.

ભીમક–નલ! પુણ્યશ્લોક નલ! નિષધપતિ વીરસેનનાપુત્ર નલરાજ!

વજ્રવતિ– પોતાના પિતા વીરસેન સ્વર્ગવાસી થવાથી જેઓ થોડા વરસ ઉપર નિષધદેશના સિંહાસને બિરાજ્યા તે? આહાહા, દિકરી તું ખરી ભાગ્યશાળી! તું બહુ દિવસ પરણ્યા વગર રહી ખરી પણ અંતે પરમેશ્વરે તારી ઈચ્છા તૃપ્ત કરી.

ભીમક–પ્રિયા, દિકરી ઉપવર થઈ એટલે તેને માટે ફોકટ ગભરાટ કરી તેને ખાડામાં નાખવી એ મુરખાઈ છે. ધીરજ અને સંભાળ

રાખવાથી બચ્ચાંના હક્કમાં સારૂંજ પરિણામ આવેછે. અને એવું પરિણામ આ મારી સદ્દગુણી દિકરી માટે આવેલું જોઈ સંતોષ ઉપજે છે. પર્ણાદ, પુર્ણાનંદ, તમો બહુ શ્રમ કરી મારૂં કાર્ય પાર પાડ્યું તેથી હું તમારા ઉપર બહુ પ્રસન્ન થયોછું. તમો મોટી બક્ષીસને માટે પાત્ર થયાછો.

વજ્રવતિ– પ્રાણનાથ, આ બ્રાહ્મણોએ આપણે માટે બહુજ શ્રમ લીધોછે. એઓ પૃથ્વીના ચારે ખુણાં ઉપર ફરી આવ્યાછે અને આખરે એક એવો વર શોધી લાવ્યાછે કે જેને માટે આપણી કન્યા જન્મસુધી અભિમાની રેહેશે. આ વેળાએ એમને અક્કેક ગામ ઈનામ દાખલ આપવું ઘટેછે.

પર્ણાદ– મહાદેવી, અમો આપના સેવકો છૈયે. જે અર્થે અમે આપનું વર્ષાસન ખાઈએ છૈયે તે અર્થે આપની સેવા ચાકરી કરવાના કામમાં અમે બંધાયલા છૈયે.

પૂર્ણાનંદ– પ્રમાણીકપણાંથી યોગ્ય શ્રમ લઈ ધણીની સેવા ચાકરી બજાવવી એ સેવક જનનો ધર્મ છે.

દમયંતિ– ને સેવકોએ કરેલી સેવા ચાકરી ઉપર ધ્યાન પોહોચાડી તેઓને યોગ્ય વેળાએ બક્ષીસો આપી તેઓને ઘટતું ઉત્તેજન આપ્યા કરવું એ ધણીનો પણ ધર્મ છે.

ભીમક– યોગ્ય મનુષ્યને તેના શ્રમનો યોગ્ય બદલો આપવો એ દરએકનો ધર્મ છે. એવા અરસપરસના બદલાવોના ઉલટ અને સારા કામની આશા ભ્રષ્ટ થાય છે. કોણ છે રે અંહિ?

પ્રતિહાર– આજ્ઞા રાજેંદ્ર.

ભીમક– સેવક, જા અને પ્રધાનજીને કહે કે તે ધારાપ્રમાણે બે સનદો લખાવી તયાર કરે.

પ્રતિહાર– આજ્ઞાપ્રમાણે થશે મહારાજ.

દમયંતિ– પિતાજી, હવે મને જવાની આજ્ઞા?

વજ્રવતી– જા. મારી વાહાલી દિકરી જા. પરમેશ્વર કરે ને તારા મનનો તાપ સર્વ પ્રકારે શાન્ત થાઓ.

(દમયંતિ જાય છે.)

ભીમક– પણ પર્ણાદ, એ નલરાજ આપણી ત્યાં શી રીતે આવી શકશે? આપણા અને તેના દેશ વચે લાંબો અંતર છે.

પર્ણાદ– મહારાજ, એની ચિન્તા આપે શામાટે રાખવી! એક વખત સ્વયંવરનો નિશ્ચય તો કરો કે તેઓ પોતાની મેળે આવશે.

પૂર્ણાનંદ– જ્યાં ખાંડ હોય ત્યાં કીડીને આવવા વિષે કાંઈ આમંત્રણ કરવું પડે છે મહારાજ? એ તો શોધ કરતી કરતી પોતાની મેળે ત્યાં આવે છે.

પર્ણાદ– અરે, એવો તે દુનિઆમાં મૂર્ખ અને હતભાગ્ય કોણ હશે કે દમયંતી બાઈના સ્વયંવર મંડપમાં નહિ આવી બીરાજે! તું જોતો ખરો આમંત્રણ વીના પણ કેટલાએક મહાન મહાન રાજાઓ ઢકેલા ખાશે!

(પુરોહિત જ્યોતિષિસહ પ્રવેશ કરે છે.)

ભીમક– ઠીક થયું. યોગ્ય વેળાએ આપણા પુરોહિતસહ જ્યોતિષિ પણ આવી પોંહચ્યા.

વજ્રવતિ– સારૂં થવાનું હોય તો ચોતરફથી સર્વપ્રકારે સાહાય્ય મળી આવે છે.

ભીમક– ને તેનો આ દાખલો. મહારાજ, આ લો દમયંતીની જન્મપત્રિકા તેના સ્વયંવરનો દહાડો વર્ત્તવા સારૂ.

જ્યોતિષિ– સ્વયંવરનો દાહાડો? મહારાજ, તમને ખમા થાઓ. આપની કન્યા એવી ભાગ્યશાલી છે કે તેના સ્વયંવરને માટે બધાજ દિવસ શુભ છે. જેનું ભાગ્ય શુભ, જેના માતપિતા શુભ, જે પોતે શુભ, તો પછી તેના સ્વયંવરનો દિવસ શુભ કેમ ન હોય?

પર્ણાદ– અને વળી જેનો જ્યોતિષિ શુભ ત્યાં પછી કમી શું હોય! (સ્વગત) બારમણ તેલે અંધારૂં!

વજ્રવતિ—પણ મહારાજ, તમે એક દિવસ ઠેરવી આપો કે તે દિવસ માટે કંકુતરી ફેરવીએ.

જ્યોતિ૦—હા માતોશ્રી. અમ ગરીબ બ્રાહ્મણોના નિરંતર તમે પાલણ પોષણ કરનારા છો. તમારી કૃપાથી અમારા કુટંબનું આજ સુધી રક્ષણ થતું આવ્યું છે અને આ પ્રસંગે અમારૂં ભાગ્ય ઉદય થશે ને થશેજ. કેમ પુરોહિત, પણ એક પાટી ને જરા ગલાલ મંગાવશો? લેખણ તો પાઘડીમાં છે ને પંચાંગ તો પર્ણાદ પાસે હશેજ.

પર્ણાદ—વાહુવારે, જ્યોતિષિ મહારાજ! જેની પાઘડીમાં લેખણ ને ખીસામાં પંચાંગ ન હોય તો પછી તે જ્યોતિષિ શાના! ના ભાઈ, પંચાંગ બંચાંગ મારીપાસે નથી. આજે સવારેજ મારા છોકરાએ મારૂં પંચાંગ ફાડી નાખી તેનું દશાંગ બનાવી દિધું છે મહારાજ.

જ્યોતિષિ—ધીરો ધીરો. ભાઈ, તું બીહેછે કે રખે બધી દક્ષણા હુંજ ઘસડી લઈ જાઉં. પણ આવે પ્રસંગે કાંઈ તું સુકકો રેહેવાનો છે! મારૂં ખીસું પંચાંગ રાખવા માટે નથી પણ પૈસા રાખવાને માટે છે તેટલું પણ નથી સમજતો મુરખા! રાજાની દક્ષણા મોટી માટે ખીસામાં અવગડ રાખવી નહિ જોઈએ.

ભીમક— જા પર્ણાદ, વેહેલો થા. પાટી, ગલાલ ને પંચાંગ ઝટ લઈ આવ. (પર્ણાદ જઈ તે લઈ આવેછે.)

પર્ણાદ—આ લો પાટી, ગલાલ ને પંચાંગ. ને કરો તમારી ગણતરી.

જ્યોતિષિ—પણ હવે કેટલા વાગા હશે વારૂં!

પર્ણાદ—તે પણ અમે જાણીએ કે? વાહુવારે જ્યોતિષિભાઈ! દિનમાન પણ નહિ જાણો તો જ્યોતિષિ શા કામના!

જ્યોતિષિ—મૂઢ, જ્યોતિષિ કાંઈ સૂર્ય અને શંકુયંત્ર ખીસામાં રાખી ફરતા હશે! રાજાજી, આ તમારો ડાહ્યો બ્રાહ્મણ પટપટારો વેહેલો બંધ કરે તો ઠીક નહિંકર ગણતરીમાં ભુલ પડશે.

પ્રતિહાર—સોળ ઘડી દાહાડો ચઢ્યો છે મહારાજ.

પુરોહિત—ત્યારે બપ્પોર થઈ ગયા. બાર વાગી ગયા.

જ્યોતિ૦-(સ્વગત) પર્ણાદનાજ તો! (ખુલ્લી રીતે) હવે જરા મને સ્વસ્થ ચિત્તે ગણતરી કરવા દો. મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુળ, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મીન—રવિ, સોમ, મંગળ, બુધ. મેષ, વૃષભ, મિથુન,—— કુંવરીને થાઓ શુભ શકુન. સોમ, મંગળ, ને બુધ, (સ્વગત)—મુરખાઈ અને ડાહાપણ વચ્ચે યુદ્ધ. કર્ક, સિંહ, કન્યા, તોલા, (સ્વગત)—ન થાકે તો માર ગાબડ ગોળા. પાંચમે ઘરે છે ગુરૂ.—(સ્વગત)— અમારૂં આપો પુરેપુરૂં. વૃશ્ચિક, ધન, મકર, (સ્વગત)—પૈસાપર જાય જ્યોતિષીની નજર.

પૂર્ણાનંદ-અરે? એ શું ઠોકોછો મહારાજ? એ શું ઠોકોછો?

જ્યોતિ૦-મુગો મુગો સાંભળ્યા કરને! તું શું જ્યોતિષ શાસ્ત્રના શ્લોક જાણે!

શુક્ર, શનિ, રાહુ, કેતુ, (સ્વગત) માર તોપ કે શેલા પાઘડીને વેહેલો ભેટું. કુંભ ને વળી મીન, (સ્વગત)— અમે તો પેટને આધીન. રાજાના ઘરનો રવી જ્યોતિષીના ખીસામાં બેસે તો લીલા લેહર થાય. ઠીક છે. ઠીક છે. પણ આ ચોથો મંગલ મહા પ્રબલ છતાં પારકા ઘર તરફ બહુ દૃષ્ટિ કરેછે, તેને શાંત કરવા, મહાદેવી, બ્રાહ્મણને સોનારૂપાની પુતળીનું દાન કરી તેનો જપજાપ કરવો ઘટેછે. માત્ર અરધા અરધા મણની એકેક. વધારે ભાર ક્યાં ઉચકવા જઈએ.

પુરોહિત-હા. કોઈ વિદ્વાન તથા કર્મનિષ્ટ, બ્રાહ્મણને સોપારી આપી તે વિધિ યથાસાંગ કરવી જોઈએ.

જ્યોતિષિ-માતોશ્રી, તમે એ કયાં બધી માથાકુટ કરશો! મનેજ આજ્ઞા આપો કે હું બધી એ વેઠ કરીશ. (સ્વગત) રખે આ પાસે બેઠેલો આંધળો ધાઈ પડે!

વજ૦-ભલે ભલે. પણ મહારાજ, જરા ઝડપથી કામ ચલાવો. વાતો કરી વખત નહિ કાઢો.

પૂર્ણાનંદ-(સ્વગત) દમયંતીના ધણીને આવવાની તો હજી ખોટી છે તેટલામાં આ લુચ્ચો જ્યોતિષિ બન્ને પુતળીઓનો ધણી થઈ ચુકયો. કોઈ જબરો ઠગ છે.

જ્યોતિષિ-(પૂર્ણાનંદને બારીક આંખે જોઈને) પેલાના પેટમાં બળતરા ઉઠયા છે હો! પણ આ પ્રબલ મંગલ ચોથા ઘરથી ઉઠી છઠ્ઠે ઘેર બેસે તો કન્યાને લાભ કરે. વાહાવા! વાહવા! કેવો યોગ બની આવ્યો છે.

પુરોહિત- ઘણોજ શુભદાયક યોગ. ભાઈ, સારાંનું સદા સારૂં!

જ્યોતિષિ- તે સાથે અમારૂં! છોકરાની બાયડીની અઘરણી કરવાને માટે આજે ચાર મહિના થયા ગોતા ખાઉંછું. જ્યોતિષશાસ્ત્રના સગળા ચોપડા ઉથળપાથળ કર્યા પણ એકપણ શુભ દાહાડો મળ્યો નહિ. પછીતો ભાઈ, ના જોયો દાહાડો કે ના જોયો મુહૂર્ત; એમનેએમ ગાડું ચલાવ્યું.

ભીમક- તમો બ્રહ્મ જાણનારા લોકોને સર્વ દાહાડા શુભજ છે, પણ મારી પુત્રીના સ્વયંવરને માટે કયા દિવસની યોજના કરી છે.

જ્યોતિષિ- વૈશાખ શુક્લ ત્રયોદશી. કયમ પુરોહિત, શુભસ્ય શીઘ્રમ્! એમજ ને!

ભીમક- ચાલો, ત્યારે હમણાં ને હમણાં કુંકુમપત્રિકા લખાવી સર્વ રાજાઓને મોકલાવી દઉંછું. પ્રતિહાર, સભા વિસર્જન કર. ને જ્યોતિષીને એકશો ને એક મોહર ભંડારમાંથી દક્ષણા અપાવ.

પ્રતિહાર- જય થાઓ, જય થાઓ! રાજાધિરાજ ભીમક મહારાજનો સદા વિજય થાઓ વિજય થાઓ! (સર્વે નિકળી જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થલ— .... .... .... એક સુંદર બગીચો.

પાત્ર— .... શશિકલા, પ્રિયતમા અને પુષ્પવતિ.

(દમયંતિની સખીઓ.)

સખીઓ- **ગઝલ.**

બગીચે તેજની પ્રભા પડી જો,
હવામાંહે સુગન્ધિ છે ભરી જો.-બગીચે-ટેક.

દુનીઆની નજર દિપાવે રૂપે,
નહિ ચંદ્ર ના સતારો છે સખી જો.—બગીચે૦—૧
(દમયંતિ ચિંતાતુર અવસ્થામાં પ્રવેશ કરેછે.)

દમયંતિ—બસ, સખીઓ બસ. તમારૂં ગાયન મધુર છે પણ મને તે મધુર લાગતું નથી. તેના સ્વરો પાષાણને પિગળાવેછે પણ મારે હૃદયે તે જરાપણ અસર કરતા નથી. તારે શું કામનું એ ગાયન? નીકળ, આ મારા મગજમાં ઘર કરી બેઠેલા વિચાર,! તુ ભલો છતા હાલ મને બુરો લાગેછે.

**ઠુમરી.** (જીલ્હો કાફી.)

ઘેલી અતીશ બની, સુણ સાહેલી હું તો—ટેક.
નિકળી ગઈ સખી સુધ સહુ મારી રે,
ચૈન નહિં રાત દીસ—સાહેલી—હું તો૦—૧

શશિકલા—(પુષ્પવતીને) આજે આ ન ધારેલા શબ્દ ક્યમ સાંભળવામાં આવેછે?

પુષ્પવતિ—સખી, ઉપવર થએલી કન્યાઓને એવા વિચાર સુજે એમાં નવાઈ નથી.

પ્રિયતમા—રાજપુત્રી, આજ કોનાભણી આપનું ધ્યાન છે?
પિતાની પ્રતિષ્ટા અને પદવીનું કાંઈ જ્ઞાન છે?
જગતની લાજ અને કુળનું કાંઈ ભાન છે?
વિનંતિ કરેછે આ સખી જે તુજનો પ્રાણ છે.

શશિકલા—પ્રિયસખી, આ તારો—
ચંદ્રસમાન ચેહરો વિલક્ષણ કેમ?
પ્રભાત કાળનો સૂર્ય ઝાંખો કેમ?
રાજવંશી ગુલાબ કરમાએલો કેમ?
નારીઓમાં શ્રેષ્ટ આવી તું દુઃખી કેમ?

દમયંતિ—મારા ભેદની જાણનારી સખીઓ—
શરીરમાં પ્રાણ ન હોય તો કેમ જીવાય!

સૂર્યનો જહાં પ્રકાશ નહિં તાહાં કેમ રેહેવાય!
ચંચલ વાયુ આશ્રયે કોટ કેમ બંધાય!
સ્નેહ જહાં ન હોય તાહાં દીપક કેમ થાય!

પુષ્પવતિ–કયા પુરૂષપર છે તારી પ્રીત?
કોનાપર તારા પ્રેમની છે જીત?
શા માટે બની છે દુઃખીને ભ્રમિત?
કોણ તારૂં બાળે છે સૌંદર્ય નિત?
કેહ શું નથી તારી આ બુદ્ધિ વિપરીત?

પ્રિયતમા– પ્રેમ નગરનો માર્ગ છે બહુ અનિવાર;
કાંટાથી ભરપુર ને સંકટોમાં અપાર,
આશા, ઉલટ ને સુખના વિચાર
નિરાશામાં કરે તે દુઃખના ભંડાર
શામાટે પડેછે તેમાં, જરા તો કર વિચાર!

દમયંતિ– વિવિધ જાતના બંધનો પ્રીત જેવું નવ થાય,
ભ્રમરો કોરે લાકડૂં, કમલ ન પણ કોરાય.
અભાગણી જે ના ગણે સત્ય પ્રીત નિજ પ્રાણ,
પ્રેમામૃત ચાખે સખી, જાણે મર્મ સુજાણ.

શશિકલા–પણ તેને માટે આટલી બધી અધીરાઈ શી! સખી, તારા સ્વયંવર માટે રાજાની આજ્ઞા તો બાહાર પડી ચુકી છે. એમાં શું કાંઈ બીજો ભેદ છે જે તારા મનને મુઝવે છે?

દમયંતિ–હા. તે ભેદ છે. પણ ભલો ભેદ છે. તે છુપો છે પણ મારા હૃદયને હરખાવનારો છે. પણ તે હરખ પાર પડશે એવી મારી આશામાં તે હરકત કરનારો છે. સખી, હું ઈચ્છું છું કે મારી ઈચ્છાના ઝાડ ઉપર ફળ ઉગે.

પુષ્પવતિ–અરે, હાહા હાહા ને હા. તારી ઈચ્છાના ઝાડ ઉપર ફળ ઉગશે ને વળી તને પણ ઢગલે ઢગલે ફળોની પ્રાપ્તિ થશે. મોટી થઈ તે પરણવા વગર રેહેવાની છે? ઉત્પન્ન થઈ તો સ્ત્રી ધર્મના બધા

કાર્યોને પુગવાનીજ છે. પણ તે ભાગ્યશાલી છે કોણ? શું તે છુપું છે! શું તે વાત એટલી બધી બારીક છે કે અમારે પણ સાંભળવા લાયક નથી? સખી, તને બીક લાગતી હશે કે અમે તે વાત છુપી નહિ રાખશું!

દમયં૦– મારી પૂર્ણ ખાત્રી છે કે તમને કહેલી વાત કોઈ કાળે પણ બાહાર નહિં જાય. પણ તમને કેહેવાથી મારા હૃદયના સંતાપનું નિવારણ થશે એમ મને લાગતું નથી.

પ્રિયતમા– કદાચ, તે દુઃખનું નિવારણ અમારાથી ન થયું તોપણ અમે તે ઓછું તો કરી શકશું!

શશિકલા–નહિંતો તે મટાડવાનો ઉપાય તો કહિ દેશું!

દમયંતિ– મારા ઉપર તમારી પૂર્ણ પ્રીતિ હોવાથી આવા શબ્દ તમારા મુખમાંથી બાહાર પડેછે. પણ સખીઓ, મને તે કેહવા ઘણી શરમ લાગેછે.

પુષ્પવતિ–હવે શરમ લાગે તો પતીસાથે બે કોળીયા ઓછા જમજે. પતિ નથી એટલે શરમ લાગેછે. પણ પતિ મળ્યો એટલે તો શરમ શરમને ઠેકાણે, સખી સખીઓને ઠેકાણે, અને બાઈ મહારાજ તો પતીની પ્રીતમાં ખુલ્લીરીતે લાડ કરતા ફરશે. રાજાની કુંવરી છો એટલે ,પછી હલકા પદરાણી થવાના છો? ત્યારે તો સખીઓ કદિ યાદપણ આવશે નહિ.

દમયંતિ– આવાં મેણા મારી તમે મને દુઃખી કરેછો.

### ગઝલ.

વિપત્તીમાં ઘડી ઘડી ધીર જે આપે દિલને
સ્નેહિ સાચો તેજ સખી ચિન્હ એ કહું છું તમને—વિ૦–ટેક.
સંગત આપણી ઉપજાવે જો હરખ ભારે મુને
હૈયું એ માહારૂં થયું આધીન ચિન્તાનલને—વિ૦–૧

પ્રિયતમા– (આશ્ચર્યથી) ચિન્તાનલ! ચિન્તાનલ કોણ! અમને કાંઈ સમજણ પડતી નથી. નિષધ દેશના પુણ્યશ્લોક રાજા નલ અમો જાણીએ છૈયે, પણ ચિન્તાનલ એ બીજો નલ તું કયાંથી લાવી?

દમયંતિ– સખી, એ નલ હોત તો મને કદાપિ નહિ બાળત પણ એ ચિન્તાનલ–ચિન્તારૂપ અનલ–અગ્નિ હોવાથી મારી આખી સજીવ દેહ બાળી બાળી નાખેછે. પણ હવે એ વાત જવાદો. સખીઓ, જોયો, તે બટમોગરો કેવો બેહકી રહ્યો છે !

પુષ્પવતિ– આહાહા ! કેવો સુંદર દેખાયછે !

દમયંતિ– પણ પેલો સુંદર વેલથી લપટાયલો આંબાનો વિશાળ-વૃક્ષ જેમ શોભેછે તેમ તે શોભતો નથી તેનું કારણ શું હશે? ખરેખર, સ્ત્રીપુરૂષ એક બીજાવિના શોભતાં નથી.

શશિકલા– સખી, તારા મનની વાત આટલી વાર રહી રહીને હવે માલમ પડી. તું સીધેસીધુંજ બોલને કે તું નલરાજઉપર મોહિ પડીછે.

પ્રિયતમા– એનાજ પ્રીતિબાણથી તારૂં કાળજું વિંધાઈ ગયું છે નહિ વારૂ ?

દમયંતિ– તમે વિનોદ કરી મને સતાવો મા. અરે પણ, આ ભ્રમર મને ક્યમ સતાવેછે ! સારા સારા સુગંધીદાર પુષ્પોનો મધુર રસ પી-વાનું છોડી મારીજ પછવાડે ગુંજારવ કરતો કરતો ક્યમ આવતો હશે ! સખીઓ, મને સાહાય્ય કરો. અરે, કોઈ મારે વાહારે ધાવો ને તે મત્ત થયેલા પ્રાણીના હાથમાંથી મારો છુટકારો કરો. અરે, હું વ્યાકુલ થાઉં છું. (પડીજાય છે. સખીઓ પવન વારે છે.)

પુષ્પવતિ– (ગભરાટથી) કયાં છે ભ્રમર ? સખી, આમ શું કરે છે ? કયાં છે તે ભ્રમર ? સાવધ થા, સાવધ થા.

પ્રિય૦–હું તે કાંઈ ભ્રમર જોતી નથી. આતે શું સ્વપ્ન કે ખરી વાત !

દમયંતિ– તમે તેને જોતાં નથી પણ તે તો મારી દૃષ્ટિ આગળથી ખસતોજ નથી.

**ઠુમરી.** (જીલ્હો જંગલા).

છે ભારે સ્મર રે નિર્દય વેરી, હું જેને કારણ,
થાઉં છું અસુખી સખી, ભારે સ્મર રે૦–ટેક.

કીધો અંગિકાર, રાખી મનનો પ્યાર,
ભુલી શીદ ગયો તું આભાર, ભારે સ્મર રે૦—૧

શશિકલા– પુષ્પવતિ, દમયંતિ નલરાજા ઉપર મોહી પડવાથી એની આવી દશા થઈ છે. ચાલો આપણે એને મંદિરમાં લઈ જઈ કાંઈ શીતલ ઉપચાર કરીએ.

(દમયંતીને લઈ જવા માંડેછે. એવામાં નલરાજનો સેવક પ્રવેશ કરેછે.)

દમયંતિ– અરે, એ કોણ! કયાંથી આવ્યો! અમે એકાંતમાં છતાં એનો પ્રવેશ અહિં કયમ થયો! પારકા મનુષ્યને અંદર આવવાને અટકાવ કરવાને માટે કોઈ મનુષ્ય બગીચાના દરવાજા આગળ નથી કે શું! સખી, આ શો પ્રકાર!

સેવક– પવિત્ર રાજકુંવરી, હું નલરાજાનો સેવક છું. આ તેમનું ચિત્ર છે. આ લેવો. અને તેની સાથ તેઓએ પોતાને હાથે લખેલું આ પત્ર પણ લેવો. આપની સમક્ષ આવવાને મેં ધૈર્ય રાખ્યું છે. અમર્યાદા ક્ષમા કરવી.

દમયંતિ– શું સખી, આ નલરાજનું પ્રતિબિંબ? જેમના રૂપનું તથા ગુણનું વર્ણન સાંભળી હું મોહ પામીછું તેમની આ પ્રતિમા! અરે, જેમને હું મનથી વરી ચુકીછું તેમનુંજ એ અનુપમ ચિત્ર?

આહા! શી છબી ચંદ્રસમાન રૂપાળી,
જે છે સદાની સદ્‌ભાગ્યશાળી;
જો સખી જો શી આંખોની ભભક,
જે ઝાંખે છે સતારાઓની ચમક.
શું આબેહુબ ચિત્ર જોકે પ્રાણ રહિત,
નવાઈ શી સખી જો હૃદય ભેદે અવચિત.

પુષ્પવતિ– રાજપુત્રી, આ પ્રતિબિંબ એવું આબેહુબ છેકે જાણે હમણાં તારા ભાષણનો પ્રત્યુત્તર આપશે.

દમયંતિ– (છબીને છાતી સાથે ચાંપીને.)

જે થઈ છે શરણે તેની ઉપેક્ષા કેમ કરાય,

ભોળાને ભમાવવું એ કયા ગામનો ન્યાય;
જો સ્ત્રીપુરૂષની કદાપિ હોય ઠગારી પ્રીત,
બળેલાને બાળવું એ કયા દેશની રીત;
બળું છું જે પ્રીતવડે શીદ ના પ્રકટ કરૂં,
ચુંબન આ મુખપર લઈ કેમ ના તૃપ્ત થઉં ?

(છબીપર ચુંમી લેછે. સખીઓ ખુબ હસી પડે છે.)

શશિકલા–સખી, આ તો તારા મનની અવસ્થા. પણ તેમના મનની અવસ્થા કોણને ખબર! રાજાજી પડયા, કોણ જાણે કયાં કયાં રમતા હશે! તેમની પ્રીત કરનારાં કાંઈ થોડાં હશે ! મધમુખી મુખડા અને રાજવંશી લાલચ એ ભલીભલીઓને મોહિત કરતાં હશે. તો પછી તેઓ તમારાજ ઉપર સંતોષી કયમ હશે.

પુષ્પવતિ–સખી, તારા મનની જેમ હાલ અવસ્થા થઈ છે તેવી અવસ્થા તેમના મનની થઈ હોય તો જાણે કે તેં ખરેખર યોગ્ય ઠેકાણે પ્રેમ રાખ્યો.

પ્રિયતમા–તે આ પત્ર વાંચવાથી આપણને વિદિત થશે. સખીઓ, ચાલો આપણે દમયંતિ સાથે તે ભાગ્યશાળી પુરૂષે લખેલું પત્ર વાંચીએ એટલે સર્વ ખોલાસો થશે.

**ગરબી.** (રાગ દેશ.)

દમયંતિ તથા બધી સખીઓ.

વિનતિ માનજે ગુણવન્તિ
કર ધન્ય મુને તજી ભ્રાન્તિ–પ્રિયે, વિનતિ૦ટેક.
છબી જોઈ ઉછળી પ્રીત
વળી સાંભળી રૂડી રીત
થઈ મારી ચંચલ વૃત્તિ–પ્રિયે–વિનતિ.
નહિ જીવને જરા આરામ
સુનું ભાસે મંદિર આરામ,
ગઈ સુધ વળી સુખશાન્તિ–પ્રિયે–વિનતિ.
જેમ જલવિણ વ્યાકુલ મીન

મઓ તૃજવીણ નલ જીવહીન
આપું પ્રીતસુધા હે જુવન્તિ.– પ્રિયે–વિનતિ.

શશિકલા– સખી, તું ખરી ભાગ્યશાળી એમાં કાંઈ સંદેહ નથી! પુણ્યશ્લોક નલરાજા જેવો વર મળે એ મહા ભાગ્યની વાત છે.

દમયંતિ– અરે, પણ જેણે મારૂં મન ખેચી મારૂં ભાન વિસારી નાખ્યું છે તે મારા જેવી એક તુચ્છ નારીનો અંગિકાર કરવા હજારો ગાઉ માર્ગ ક્રમણ કરી કયમ આવશે! (હંસ પ્રવેશ કરેછે.)

હંસ– તેની હું યોજના કરીશ. સુંદરી તું સ્વસ્થ રેહે.

બધા– કોણ! એક પંખી! સોનેરી હંસ. મનુષ્ય પ્રમાણે બોલે ને વળી તેનું કારજ સારે?

દમયંતિ– શું નલરાજ તું મને મેળવી આપશે?

પુષ્પવતિ– કેવું ઘેલાપણું! દમયંતિ, તું આજે છેક ઘેલી બની ગઈ છે. શું પક્ષી તારૂં કારજ સાધશે! શું એનામાં માણસ જેવી અકકલ છે! સખી, આમ ડુબતા ફીણને વળગવું એ મુરખાઈ છે.

(હંસને પકડવા દમયંતિ દોડેછે.)

શશિકલા– અરે, એ પક્ષી પછવાડે કયાં દોડેછે! એને કોઈ વારો! અરે, એ ઘેલી થઈછે.

હંસ– (ઉડતાં ઉડતાં) એ ઘેલી નથી પણ એનો પ્રેમ ઘેલો થયો છે. હે સુંદર નારીઓ, તમારે એની ઉપર હસવાને બદલે દયા કરવી ઘટેછે. દમયંતિ, શાન્ત થા. ઈશ્વર તારી ઈચ્છા પૂર્ણ કરશે. તું કોમલ ગજગામિનિ છતાં હું આકાશે ઉડનારા પક્ષીને પકડવાનો મિથ્યા પ્રયત્ન નહિ કર. તારી ઈચ્છા શી છે તે જરા સ્થીર મનથી મને જણાવ. ઉતાવળી મા થા.

દમયંતિ– શું તું મારૂં નામ જાણેછે?

હંસ–રાજકુંવરી, અમે તો બધું જાણીએ છૈયે. બ્રહ્મદેવ પાસે નિરંતર વાસ કરનારા પ્રાણીઓ તો ત્રિકાળ જ્ઞાની રેહેછે. ભૂત, વર્તમાન ને ભવિષ્ય અમે જાણીએ છૈયે. તું મારાથી અજાણી છે.

દમયંતિ—શહાણા પક્ષી, તારૂં જે બોલવું ખરૂં હોય તો ખરેખર મને વેહેલો કહીદે કે નલરાજ મને વરશે! મારા સ્વયંવરમાં આવશે! મારો હેતુ પરિપૂર્ણ કરશે! અરે હું બહુ આતુર થઈછું.

હંસ— **સાકી.**

સુણ જુવન્તિ બહુ ગુણવન્તિ દમયંતિ મુજ વાણી,
નળ નૃપતિ પતિ વિધિ સરજાવે મનમાં રૂપ તુજ આણી;
જાણે સત્ય તજી ભ્રાન્તિ ॥ ભીમકરાજસુતા યુવતિ—૧.
સતિપણું વ્રતવણ અવર ન ગમશે વ્રત તુજને સત માને,
રવિ શશિ જ્યાંલગી ફરે કીર્તિ ઠરે બ્રહ્મલિખિત આ જાણે;
થજો જન્મ સફળ તારો, આ લે આશિર્વાદ મારો—૨.

દમયંતિ—પ્રિય પક્ષી, આ તારી વધાઈને હું મોતીથી વધાવી લઉં છું. પણ પેહેલા તું મને કેહે કે નલરાજા સુખી તો છે ને? મારે માટે દુઃખી તો થયા નથી? રખેને મારા જેવી તેમની અવસ્થા થઈ હોય. પ્રિય હંસ, નલરાયને જોવા હું એટલી બધી આતુર થઈ છું કે જો તારા જેવી પાંખ મને હોત તો નલરાજ જ્યાં છે તે ઠેકાણે હમણાને હમણા ઉડી જાત.

હંસ— સાચા પ્રેમથી દુઃખી થનારી દમયંતિ, તું નિશ્ચિન્ત રેહે કે નલ તારા પ્રેમનો પ્યાસો છે પણ પુરૂષ હોવાથી તારા જેવી તેની દુર્બલ અવસ્થા થઈ નથી.

દમયંતિ—પક્ષી, કૃપા કરી નલરાજ મારા સ્વયંવરમાં આવી બીરાજે એમ કર. હું તારો બહુ પાડ માનીશ.

હંસ—તે કામ મારૂં છે. તું નિશ્ચિત રેહે. એ સંબંધી નલરાજની પણ તારા જેવીજ અવસ્થા થઈ છે માટે બંધબેસતું કાર્ય થશે અને તમો દંપત્ય સુખી થશો. એ મારો આશિર્વાદ તમને સફલ થજો. (જાયછે.)

દમયંતિ (જતી જતી). **ગાયન.** (પિલુ અથવા ભૈરવી.)

નયને દિસોછો સુને ખરી હોંસે
પ્રીત ન જુઠી થાઓ જાચું સુમનસે.—નયને૦—

આવી સ્વીકાર કરો મુજ કગ્નો
ધીર ધરી રહું હંસ બ્હેરાસે—નયને—૧
(ગાતી ગાતી સખીસાથ નિકળી જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થલ— .... .... .... .... કુંડિણપુરનો માર્ગ.

પાત્ર-શતાનંદ, દેવાનંદ, કરૂણાનંદ, ભોમાનંદ તથા બીજા ભિક્ષુક બ્રા૦

સર્વ બ્રાહ્મણો— **લાવણી**

આજ મળી સાથ સૌ રાજમંદિરે ચાલો,
દમયંતિ સ્વયંવર ઠાઠ લોચને ભાળો—ટેક.
ગૃહેગૃહે મોતીના ચોક પુરી શુભકારી,
ઝગઝગે વાવટા વીજળી પેઠ જરતારી.
સૌ નગરવાસિજન સિદ્ધ થયાં શણગારી,
શુભ ગીત સુસ્વરે ગાય ઉલ્હાસે નારી.
પકવાનો ફેલાવે વાસ સુગન્ધી વાળો—દમયંતિ ૧
સૌ રાજવંશી આવ્યા છે સ્વયંવરે આજે,
લઈ સાથ ખજાના શૌર્યવાન સેના જે.
અતિ ઠાઠ માઠ દર્શાવે પરણવા કાજે,
ઘુમી રહ્યા દિશા બહુ વાદ્ય નોબતને અવાજે.
નથી દિઠો એવો દેખાવ જે વૈભવવાળો-દમયં-૨

દેવાનંદ- હવે ચાલ લગન પછી ભોજન ભેગા થઈશું,
કરૂણાનંદ- લાડવા, જલેબી, ઘેબર સાથ બહુ લડીશું,
ભોમાનંદ- વળી શેવ, ગાંઠીઆ, ખાજાં, તાજાં ખાઈશું,
શતાનંદ- પુરીસાથ લાપસી શીરો ગપોગપ ગળીશું,
બ્રાહ્મણ- દહીતરાં ફરસીપુરી સુતરફેણી ગટ કરીશું,
બ્રાહ્મણ- વળી ગરમાગરમ ભજીઆં પણ ખાવા મંડીશું,

શતાનંદ—છુટે લાળ મોહોમાં વેઠ પેટની ટાળો,—
સર્વ—દમયંતિ સ્વયંવર ઠાઠ લોચને ભાળો—આજ૦—૩

(ગાતાગાતા કુદતાકુદતા જવામાંડેછે એવામાં નારદમુની પ્રવેશ કરેછે.)

નારદ—અરે, હો, હો, હો, હો! મહારાજ, જરા ઉભા રહો. એટલી બધી ધામધુમથી ક્યાં ચાલીઆ? જરા ઉભા તો રહો!

દેવાનંદ—કોણ! નારદમુની! જ્યાં હોય ત્યાં પેહેલા ને પેહેલા! જુઓ આ ઠેકાણે પણ આવી પોંહોચ્યા! કોણજાણે વળી શી ધારણા કરી આવ્યા હશે!

નારદ—અરે, જે ધારણા બનવાની હશે તે બનશે. તમે શા માટે છળી મરો છો? પણ તમે એટલી ઉતાવળથી ક્યાં જવા માગો છો?

શતાનંદ—ક્યાં જવા માંગોછો? દમયંતીના સ્વયંવરે, બીજે ક્યાં! અમેતો મફતના મિષ્ટાન્નો ઉપર હાથ મારવા જઈએ છૈયે તેથી કુદકા મારીએ છૈયે. પણ તમારે અમારી સાથે કાંઈ કામ! કાંઈ લેવું દેવું! સુળીએ શુળીએ ચઢાવી દેવાનો કાંઈ વિચાર કરી આવ્યાતો નાહો!

કરૂણાનંદ—મહારાજ, અમેતો રંગમાં રંગ મચાવવા જઈએ છૈયે પણ તમે રંગમાં ભંગ કરવા જતા તો નહિ હો!

નારદ—(હસીને) ભાઈ, પ્રાણીમાત્રોએ એક બીજાને સાહાય્ય આપવી એ તેમનો ધર્મ છે ને આજ તમારો મને ખરેખર ખપ પડ્યો છે.

શતાનંદ—શું અમારો ખપ! ના રે મહારાજ, તમારા કલહ કાર્યમાં અમ ગરીબોને ખપ હોયજ નહિ.

દેવાનંદ—અમારાં જેવા ગરીબ અલ્પ પ્રાણીનો તમારા જેવા મહા-પુરૂષને ખપ ક્યાંથી પડવાનો હતો?

નારદ—અરે, ભાઈ ડરો નહિ. મારે તો સન્ધા ખપે. તમે નાના છો તેથી શું તમારા ખપની અગત્ય ઓછી છે? નજીવી વસ્તુ પણ પોતાના કામમાં અગત્ય ધરાવે છે. છાલાં વગરના રોપેલા ભાતથી અનાજ ઉગતું નથી માટે મોટા મનુષ્યે ગરીબ મનુષ્યનો ઉપહાસ કરવો અને તેને તુચ્છ ગણવો એ ઘટારત નથી.

કરૂણા૦—વારૂ મુની, ત્યારે તમારૂં જે કાર્ય હોય તે સુખેથી કહો. અમે બનતી સાહાય્ય આપીશું.

નારદ—ઠીક છે ત્યારે. એટલું કહીદો કે દમયંતીના સ્વયંવરની સિદ્ધતા થઈ છે? મારે કાંઈ કામ છે માટે પુછું છું.

શતાનંદ—આ વાતથી તમે કાંઈ અંજાણા છો? તમારા જડ તો પાતાળસુધી ગયા છે. પણ એ પુછવાનું કાંઈ કારણ? અમારી દક્ષણામાં ભાગ લેવાને માટે આ તાળમેળ તો નથી કરી આવ્યા?

નારદ—અરે, જે દક્ષણા મને મળશે તે હું સઘળી તમને વેહેંચી આપીશ. પણ તમે મને એકવાર કહીંદો કે સ્વયંવરની સિદ્ધતા થઈ છે કે નહિ? થઈ હોય તો હું ઇંદ્રસભામાં જાઉં.

શતાનંદ—કાંઈ કજીયો મચાવવાને માટે?

નારદ—મુર્ખાઓ, એવા શબ્દ શું તમે મારે મોહોડેથીજ બોલાવા માંગો છો? મારે કાંઈ અગત્યનું કામ છે.

કરૂણાનંદ—સ્વયંવરની સર્વ પ્રકારે સિદ્ધતા થઈ છે.

દેવાનંદ—હવે તમારે જ્યાં જવું હોય ત્યાં જાવો, જે કરવું હોય તે કરો ને જેનો ઘાટ ઘડવો હોય તેનો ઘડો.

શતાનંદ—જોઈએ તો સોની બનો કે લુહાર, કાસાર બનો કે કુંભાર, જોઈએ તે રીતે ઘાટ ઘડો. તમોને શસ્ત્રની કાંઈ અગત્ય રેહેતી નથી.

નારદ—મુર્ખાઓ! મુર્ખાઓ! આ તમારી મુર્ખાઈ હદની બહાર જાયછે. પણ તમે મુર્ખાઓ છો એટલે તમારામાં અકકલ ક્યાંથી હોય!

શતાનંદ—નથી અકકલ તો આ ચાલ્યા.

(ઉપલું ગાયન ગાતા ગાતા જાયછે.)

નારદ—ઠીક, આ મુર્ખાઓની મુર્ખાઈએ જીવને જરા આનંદ પમાડ્યો. હવે આપણે ઇંદ્રસભામાં જૈયે. અને કાંઈ પણ તાળમેળ લગાવી દમયંતીના સ્વયંવરે ઇંદ્ર, યમ, અગ્નિ, તથા વરૂણ ઘસડાઈ આવે એમ કરીએ. એટલે સતી દમયંતીને તથા નલરાજને, લગ્નમાં જો કે જરા વિઘ્ન નડશે તો પણ તેમનાથી આઠ વરદાનનો લાભ થશે ને આપણને વળી રમુજ મળશે. ચાલ ભાઈ હવે તું. (નિકળી જાયછે.)

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—અમરાવતિ.

**પાત્ર.**—શચિ ઈંદ્રાણી તથા તેની અપ્સરાઓ-તિલોત્તમા, મંજુલઘોષા તથા સુકેશી, તથા યમ, વરૂણ, અગ્નિ ઈત્યાદિ.

**તરાણો**—(રાગ ખમાચ.)

**યમ-વરૂણ.**—અમરપતિ રહો સતત સુખમાં
વધો જગમાં કીર્તિ મહિમા—અમર૦
સફળ સકળ મનોવાંચ્છના,
કર કરૂણા ધરી મનમાં,
માને અમ વિનતિ આ શ્રી પરમ
પરેશા-અમર પતિ--૧.

(ઈંદ્ર પ્રવેશ કરેછે.)

**ધ્રુપદ**—(રાગ યમન કલ્યાણ.)

**ઇંદ્ર.**—આદિ વંદ્ય દેવ હર મહેશ સકળ સૃષ્ટિ
સ્થિર ચર વ્યાપી ગાઓ—આદિ૦
વારે કોણ પ્રભુ તુજ વણ બંધારણ સંસાર,
સેવા લેવા મુજ આપ પ્રસાદ સાચો વિનતિ
મુજની માને ભક્તકાજ કલ્પવૃક્ષ તું શ્રીદાતા—
ગાઓ-આદિ૦

**તિલોત્તમા.**— **હોરી**—(જીલ્હા કાફી.)

આવી વસંત મનોહર ઋતુ રે, લેજો બહાર સુખેથી પ્રભુ રે-આવી૦ ટેક.
કેશર રંગ ગુલાલ સુરંગી, મુઠી મુઠીભર ફેંકી રંગુ તનુ રે—લેજો૦—૧.

(ગુલાલ રંગ ઉરાડેછે.)

**મંજુલઘોષા.**— હોરી—(રાગ બેહાગ.)

રંગના સંગથી હરખજો રાજ હું તો જાચું સુમનસે— રંગના૦ ટેક.
સુખદ વિચાર ધરો મુજ કારણ, લેંઊંજી આપને વધાવી–રાજ.—૧.

(નારદ પ્રવેશ કરતા કરતા.)

શ્લોક—(મંદાક્રાંતા વૃત્ત)

**નારદ.**—જેની ઇચ્છાવણ નવ ટકે જીવજંતૂ અનેક,
જેનો સત્તાવણ નવ હલે વૃક્ષનૂં પત્ર એક;
જે પાળેછે સકળ જગને નિત્ય માતા મિસાલે,
તે જીવાત્મા પ્રભુવર મને રાખજો સર્વ કાળે.

તમો તો ભાઈ રાત દીન ગાયન ને અપ્સરાઓમાંજ મંડી રહ્યા છો! પણ જગતમાં નવો જુનો શી શી વાત ચાલીછે તેનું કાંઈ તમને ભાન છે? પૃથ્વી ઉપર સુલટાનું ઉલટું ને ઉલટાનું સુલટું થઈ જાયછે તે ઉપર તમે લક્ષ્ય નહિ રાખો તો પછી તમો આકાશી દેવતા શા કામના!

**ઇંદ્ર.**—નારદમુની, આજ, આપતો કાંઈ ઘણા રંગીલા માલમ પડોછો!

**નારદ.**—અરે રંગીલા શાના! ઉતાવળ કરો નહિ તો હાથ પસવાડતા રહી જશો. આપનું તો એ કામમાં ચલણ નથી.

**ઇંદ્ર.**—પણ છે શું? કાંઈ આપ પૃથ્વી ઉપર અપમાન તો નથી પામો આવ્યા?

**નારદ.**—માન ને અપમાન એ અમ સરખાઓને સમસમાન છે. પણ ઇંદ્રરાજ, તે તમારા માટે ઘણું અગત્યનું છે.

**યમ.**—કોઈ વંદો કે કોઈ નિંદો, પણ આપતો પરમાર્થનો ધંધો લઈ બેઠા છો, તેથી આપના મનથી માન તે શું ને વળી અપમાન તે શું! બેઉ સરખુંજ.

**વરૂણ.**—સાધૂઓની વૃત્તિ એવીજ રહેછે. અને જેમ સર્વેજ હાથીઓના મસ્તકમાં મોતી મળતાં નથી, સર્વેજ જંગલોમાં ચંદન વૃક્ષ

ઉત્પન્ન થતા નથી, સર્વેજ અજગરના માથામાંથી રત્નમણી મળતા નથી તેમ એવા સાધૂઓ પણ સર્વે ઠેકાણે જોવામાં આવતા નથી.

**અગ્નિ ઉપાસક.**—અરે હા હા. નારદમુની જેવો બીજો એક પણ સાધુ મળવો બહુ કઠણ છે. બહુ પરમાર્થી સાધુ! (સ્વગત) જ્યાં એમના પગલાં ત્યાં સત્યાનાશ!

**અગ્નિ.**—રાજા, માન અને સુખનું મુખ્ય કારણ નમ્રતા છે. જે મનુષ્ય નમ્રતાથી વર્તે છે તે સર્વ ઠેકાણે માનને પાત્ર થાયછે. ગર્વથી મત્ત થયેલો મનુષ્ય સદા અપમાન અને દુઃખ ભોગવેછે.

**વરૂણ.**—અરે એટલુંજ નહિ પણ જયારે નદીને મોટી રેલ આવેછે ત્યારે તેના કીનારા ઉપરના જમીનમાં ઘણા ઊંડા ગયેલા જડવાળા મોટા મોટા વૃક્ષ પોતાના તોરમાં ઉભા રેહેવાથી રેલમાં તણાઇ જાયછે. પણ તેઓનીજ બાજુપર ઉગેલા નાના નાના ઝાડો મરડાઈ માથું નમાવ્યાથી ઘસડાઈ જતા નથી. પણ જેમના તેમ સલામત રેહેછે.

**ઇંદ્ર.**—ખરી વાત. સર્વને નમ્રતા ઘણી લાભકારી છે. પણ નારદમુની, આપે અહિં પ્રવેશ કરતા વારજ મારા ઉપર જે શબ્દબાણનો વર્ષાવ કર્યો તેનું કારણ હજી મારા ધ્યાનમાં આવતું નથી.

**નારદ.**—(હસીને) રાજા, અરે, "કુચિષ્ટા વગર પ્રતિષ્ટા" થંતી નથી. તેથી એવા શબ્દ સેહેજ મારા મોહોડામાંથી નીકળી ગયા. તારે વિષે મારા મનમાં જરાપણ દુષ્ટ વાસના નથી. પણ આ એક સાધારણ મનુષ્ય બેઠોછે તે કોણ?

**અગ્નિ ઉપાસક.**—તે કોણ! એક સાધારણ મનુષ્ય?

**અગ્નિ.**—એ મારો ઉપાસક છે મહારાજ. કેમ મારા પ્રિયભક્ત, સભાની રચના તને કયમ લાગેછે?

**અગ્નિ ઉ૦**—જયાં રાજા ઇંદ્ર, યમ, અગ્નિ તથા વરૂણ તથા માહાદેવી ઇંદ્રાણી, અને મોહ જાળમાં નાખી દેવાવાળી આ અપ્સરાઓ બીરાજયાં હોય ત્યાં ઠાઠનો તો શી કમી રેહે? અને વળી તેમાં મનુષ્ય

અને દેવતાઓને ત્રાસ આપનારી આ શુભ મૂર્તી સામેલ હોય ત્યાં પછી બાકી તે શું રેહે? ખરૂં છે ને મુનીરાજ?

**નારદ.**—પણ એક સાધારણ મનુષ્યપ્રાણી સદેહ સ્વર્ગભુવનમાં ક્યાંથી?

**અગ્નિ.**—મહારાજ, એ સાધારણ અને ગરીબ મનુષ્ય પ્રાણી છે ખરો પણ પ્રમાણીક, જ્ઞાની, પુણ્યવાન અને રમુજી છે. એણે સ્વર્ગ જોવાની ઇચ્છા મને પ્રદર્શિત કર્યાથી હું એને અહિં ઇંદ્ર સભાની રચના જોવા લઈ આવ્યોછું.

**અગ્નિ ઉ૦**—સમજ્યા મહારાજ. હું સાધારણ તો છું પણ હું કાંઈ તમારા જેવો વગર બોલાવે વગર તેડે માંહે ધુસનારો નથી.

**નારદ.**—મુર્ખા! તું સાધારણ છે એટલુંજ નહિ પણ મારા ગુણની પરીક્ષા કરવાની તારી શક્તિ સાધારણ કરતાં પણ ઓછી છે. હીરાની પરીક્ષા ધોંડફોડા તે શું કરી શકે!

**ઇંદ્ર.**—આ કોઈ પ્રતિષ્ઠિત મનુષ્ય દેખાયછે.

**નારદ.**—બરાબર છે મહારાજ. અધુરા ઘડા છલકાય ઘણા!

**અગ્નિ ઉ૦**—મહારાજ, કદાચ હું બે ધબ્બા મુગે મોહોડે ખમું પણ મારાથી તીક્ષ્ણ શબ્દબાણ જરા પણ ખમાતા નથી. હું એક સાધારણ મનુષ્ય, ને સદેહ અહિ કેમ આવ્યો, એવું પુછવાનું એમને કાંઈ કારણ? ના આ એમનું ઘર, ના એમનું કાંઈ અહિં લાગે વળગે! ન તેલમાં ન તલમાં ન છપ્પનના મેળમાં ને ફોકટમાં એવો લવ લવ શાની કરેછે? (નારદ મુનીને) મારા બોલવાની ક્ષમા કરજો મહારાજ. આપ તો મહા વિદ્વાન છો.

**ઇંદ્રાણી**—એ તો એમનો જન્મ સ્વભાવ છે. સર્વ રોગને ઔષધ હોયછે પણ જન્મ સ્વભાવને ઓષધ નથી.

**અગ્નિ ઉ૦**—ઠીક કહ્યું. કુતરાનું પુછડું બાર વરસ ભુંગળીમાં રાખી મેલો તોયપણ તે વાંકું ને વાંકું!

**યમ.**—ભાઈ, તમે સુભાષિત ગ્રંથનો અભ્યાસ કર્યોછે?

**અગ્નિ ઉ૦**—મેં તો નથી કીધો પણ મારા દાદાએ કીધો હતો.

**નારદ.**—કેવો ઉત્તર! દાદા વિદ્વાન હતા તેથી પોતે પણ વિદ્વાન છે એમ કેહેવા માંગેછે. અરે, સાધારણ અક્કલનો પણ બુમાબુમ!

**અગ્નિ ઉ૦**—જોયું મહારાજ. હવે કાંઈ મારો વાંક છે? કારેલાને ઘીમાં ઘોળો કે ખાંડમાં મસળો પણ તે તો અન્તે કડવું ને કડવુંજ! કોઈ કાળે પણ મીઠું થવાનુંછે?

**ઇંદ્ર.**—નારદમુની, તમારી વાત તો બાજુ રહી જાયછે. તમેં નવી જુની વાત કેહતા હતા તે શું?

**અગ્નિ ઉપાસક.**—મહારાજ, આપની આ સભાથી હું તો દંગજ થઈ ગયોછું. હું પૃથ્વીપર ઘણા રાજસ્થાનોમાં ફર્યોછું અને પુષ્કળ કલાવતીઓના ગાયનો સાંભળ્યાં છે પણ આજનો આ સ્વર્ગનો ઠાઠ માઠ મને સ્વપ્ના જેવો લાગેછે. મનુષ્યોમાં ઈંદ્ર અને તેની અપ્સરાઓની જે તારીફ થઈ રહીછે તે બોલે બોલ સત્ય છે. આવું સૌંદર્ય અને આવું સરસ ગાયન મનુષ્યોમાં તે કયાંથી હોય? હું અમર્યાદાની ક્ષમા માગી વિનંતિ કરૂંછું જે મને એક ગાયન સાંભળવાનો બહુજ હર્ષ થાયછે. હું પ્રવાસ કરી ફરી આવો સભા કયાં જોઈશ ને ગાયન કયાં સાંભળીશ!

**નારદ.**—કેમ અલ્યા બાંમણ, ઘાંચી પણ રાજાઓમાં કે?

(ઈંદ્રે ઈશારત કરવાથી.)

**અપ્સરા.**— ઠુમરી—(રાગ ખમાચ.)

લાગ સુધરવા સુજન પથ ધરી રે,
છંદ કુટિલ બહુ દુખકર તજી રે—લાગ૦—ધ્રુ૦
રાખે સદા પ્રીત પ્રભુ ભજનમાં આએ શિખામણ માનજે,
કર મન પ્રભુપદ અર્પણ રે, ચંચળ કેમ થઈ તારી મનોવૃત્તી રે—લાગ. ૧.

**ઇંદ્ર.**—નારદમુની, હવે ચલાવોને તમારી પેલી વાત!

**નારદ.**—રાજા, આજે હું પૃથ્વી ઉપર સેહેજ સેહલ કરવા ગયો હતો.

**અગ્નિ ઉ૦**—હા મહારાજ, એવો મને માર્ગમાં મળ્યા હતા ખરા—ખરા.

**યમ.**—ત્યાં કયો ચમત્કાર તમારા જોવામાં આવ્યો ?

**નારદ.**—ચમત્કાર જેવું કાંઈ નથી. પણ કુંડિણપુરના ભીમક રાજાના મંદીર ઉપરથી જતો હતો ત્યાં તેમની પુત્રી દમયંતીના સ્વયંવરની ચાલેલી મોટી ધામધુમ મારી દૃષ્ટીએ પડી.

**અગ્નિ.**—એવી રાજપુત્રીના સ્વયંવરો પૃથ્વી ઉપર સહસ્ત્રાવધિ થાયછે તેથી આપણને શું લાગે વળગે !

**નારદ.**—અરે, તે રાજપુત્રી સાધારણ પ્રકારની નથી.

**ઈંદ્ર.**—ત્યારે શું તે અમારી અપ્સરાઓ કરતાં પણ રૂપમાં ચઢતી છે ?

**નારદ.**—અરે, એઓ તો તેની દાસી તરીકે પણ નહિ શોભે ! કયાં જમીન ને કયાં આસમાન !

**અગ્નિ ઉ૦**—મહારાજ મહારાજ, દમયંતીના રૂપની તારીફ કરતાં બિચારી અપ્સરાઓને કાં અપમાન કરો છો ? એઓએ તમને ગાયનથી ખુશી કીધા તેનો એ બદલો કે ? એવી રીત હું ધાંચીને નહિ પણ તમ વિદ્વાનનેજ શોભે. (સ્વગત) જબરી કલહની મૂર્તી !

**મંજુલઘોષા.**—સખી, આજ નારદમુનીનું માથું ઠેકાણે નથી. આપણા નખના સૌંદર્યને પણ તે પોંહોંચી શકે નહિ તો પછી તે આપણી આખી દેહસુંદરતાને કયાંથી પોંહોંચે !

**અગ્નિ.**—શું નારદમુની, તે એટલી રૂપાળી છે ?

**નારદ.**—એમાં શો સંદેહ ! મારા પિતાએ જ્યારે દમયંતિ નિર્માણ કરી ત્યારે તેના રૂપની તુલના તારી અપ્સરા સાથે કરવાની તેમને ઇચ્છા ઉત્પન્ન થઈ તેથી તેઓએ એક કાંટો મંગાવ્યો ને એક તરાજવામાં એકલી દમયંતિ ને બીજા તરાજવામાં તારી બધી અપ્સરાઓ મુકી તેમનું તોલ કર્યું. રૂપમાં દમયંતિ વધારે ભારી થયાથી તેનું તરાજવું નિચે જવાથી તે પૃથ્વી ઉપર ગઈ ને તારી અપ્સરાઓ રૂપમાં હલકી હોવાથી તેઓ ઉપરજ સ્વર્ગમાં રહી ગયાં.

અગ્નિ ઉ૦—દમયંતિ તો ખરેખર રૂપાળી તથા સ્તુતિપાત્ર છે પણ નારદમુનીની તુલના કરવાની શૈલી તેથી પણ ખરેખર વધારે સ્તુતિપાત્ર છે.

ઈંદ્ર.—નારદમુની, દમયંતિ શું એવા અનુપમ સૌંદર્યની મુર્ત્તીછે?

નારદ.—હા રાજા, મારા ભાષણમાં અસત્યનો જરાપણ અંશ નથી.

યમ.—ત્યારે તો હું તેની સાથ પરણીશ.

અગ્નિ ઉ૦—હાય હાય! એ વળી વચ્ચે કયાં લાગુ પડવા માગે છે!

અગ્નિ.—હું પણ મારૂં ભાગ્ય અજમાવીશ.

અગ્નિ ઉ૦—હા હા મહારાજ, તમે રહી જાઓ એ ઠીક નહિ.

વરૂણ.—મારે પણ પ્રયત્ન કરવો ઘટારત છે.

અગ્નિ ઉ૦—ઘણુંજ વાજબી કહ્યું મહારાજ. નારદમુની આપને એ કામમાં સાહયતા આપશે. (સ્વગત) બધાના બાપનો માલ છે.

ઈંદ્ર.—ત્યારે હું શા માટે બેસી રહું! સર્વેમાં મારી પદવી વૈભવ અને સૌંદર્ય શ્રેષ્ઠ છે માટે હું જો પ્રયત્ન કરીશ તો બધા કરતાં મને પસંદ કરવાને દમયંતિ વધારે લલચાશે.

અગ્નિ ઉ૦—અરે પણ મહારાજ, દમયંતિ તો બોચારી એક છે અને તેને પરણનાર તો તમો ચાર જણ છો ત્યારે શું તમે ચાર જણ એક બાયડી કરશો? માહાદેવી, આ દેખાવ તમો સંતોષથી જોયા કરશો?

ઈંદ્ર.—ના ના એમ નહિ. પણ એવી સુંદર સ્ત્રી માટે હું વધારે લાયક છું. માટે હું સ્વયંવરે જઈશ.

યમ.—હું પણ જઈશ.

અગ્નિ.—ને હું શા માટે પાછળ રહીશ?

વરૂણ.—ત્યારે હું કયમ નહિ ઉતાવળો થઈશ.

અગ્નિ ઉ૦—અરે હો હો હો! ધીરો ધીરો. સ્વયંવરના હરખમાં પગ સરી જશે તો જમીનને ફોકટ બદનામ કરશો. આ કાંઈ સદ્‌ગૃહસ્થના લક્ષણ નહિ કેહેવાય! આમંત્રણ વગર નારદમુની જેવા જઈ

શકે ? પણ તમારા જેવા મહાજનોથી ત્યાં કેમ જવાય? દમયંતી જેના ભાગ્યમાં હશે તેનેજ તે પ્રાપ્ત થશે. પણ મોફતમાં તમને અપમાનનો લાભ થશે તેનો કાંઈ વિચાર કીધો ?

**નારદ.**—અરે, સર્વમાન્ય જે હોયછે તેને સર્વ ઠેકાણે માન મળેછે.

**અગ્નિ ઉ૦**—ભીમકરાજાને ત્યાં સ્વયંવર મંડપમાં આમંત્રણ વગર કોઠીનો પણ પ્રવેશ નહિ થાય. મહારાજ અમસ્તા ઢકેલા કાં ખાવોછો?

**નારદ.**—રાજા, તમો સુખેથી જાઓ. ભીમક રાજા બહુ સુજ્ઞ છે. અપમાનની જરાપણ ચિન્તા તમારે રાખવી નહિ.

**યમ.**—અપમાન થશે તો પાલવશે પણ એવી રૂપાળી દમયંતિ હાથમાંથી જતી રેહેતો તેથી થનારો પશ્ચાતાપ મને નહિ પરવડશે.

**નારદ.**—જો એમ તમો બધા ગણતા હો તો જાવો ને પ્રયત્ન કરો. તે અમુલ્ય રત્નનો લાભ થવાનો હશે તો થશે.

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—કુંડિણપુરનો માર્ગ.

**પાત્ર**—નળ તથા તેનો સાથી તથા સારથી.

(નળ રથમાં બેઠેલો તથા તેના સેવકો રથની આગળ તથા પાછળ દોડતા પ્રવેશ કરેછે.)

**નલ.**—મિત્ર, મેઘ નહિ છતાં મેઘના જેવો અવાજ કયાંથી આવેછે?

**સાથી.**—આકાશ તો નિરભ્ર છે મહારાજ. સૂર્યનો પ્રકાશ કાંઈ ઓછો નથી. ને મેઘના જેવા ચિન્હો કેમ ?

(ઈંદ્ર, યમ, અગ્નિ અને વરૂણ વિમાનમાં છતાં.)

**ઇંદ્ર.**—(અંદરથી) રાજા, સ્થિર કર તારો રથ સ્થિર કર.

**નલ.**—એ મને હાંક કોણ મારે છે ?

સાથી.—ત્યાંથી અવાજ આવતો જણાયછે મહારાજ. કોઈ પિશાચ્ચ તો ના હોય! મનુષ્ય જેવા સ્વરો અદ્ધરમાંથી કેમ આવે! આ વળી લગ્નમાં વિઘ્ન ક્યાંથી!

નલ.—તું ડરીશ નહિ. બ્રહ્મરાક્ષસ હોય કે કોઈ મોટો પિશાચ્ચ હોય તોપણ આ મારા એક બાણથી તેને પુરો કરી નાખીશ.

(ધનુષ્ય સજ્જ કરે એવામાં દેવતાઓ પ્રવેશ કરેછે.)

નળ વિના બધા.—ઓ બાપરે! નાહસો મહારાજ નાહસો. આ ઉપરથી કાંઈ ઉતરેછે. અરે, હાંક રથ હાંક. નહિ તો બધાને ખાઈ જશે.

(દેવતાઓ દૃશ્ય થાયછે.)

ઇંદ્ર.—અરે હો હો હો! જરા શર પાછો ખેચી લે. ધીરે ધીરે નલ થોભ.

સાથી.—અરે, આ તો કોઈ દેવતા જેવા લાગેછે.

નલ.—હા. (દેવતાઓને) મહારાજ, તમે કોણ છો? અને ક્યાં જવા માંગો છો?

વરૂણ.—નલ, અમે દમયંતીના સ્વયંવરમાં જઈએ છૈયે.

ઇંદ્ર.—અને તું રાજા?

નલ.—અમે પણ ત્યાંજ જઈએ છૈયે.

અગ્નિ.—(સ્વગત) હું હું હું હું હું! આ માનવી ત્યાં હોય તો દમયંતિ આપણામાંથી કોઈને વરશે એમ લાગતું નથી.

ઇંદ્ર.—ખરૂં. એ આપણા કરતાં પણ રૂપમાં ચઢતો દેખાયછે. પૃથ્વીપરનો માનવી આકાશના દેવતાઓ ઉપર ચઢીયાતાપણું ભોગવેછે.

યમ.—એમ છે તો ખરૂં. ત્યારે હવે શું કરીએ?

વરૂણ.—પાછા વળીએ? કદાચ જઈએ ને દમયંતિ આપણનો ત્યાગ કરી એને વરે તો આપણી પુરેપુરી ફજેતી. ઇંદ્રરાજ, શું કરીએ? વખત તો ઘણો બારીક આવ્યો જણાયછે.

**અગ્નિ.**—એ વળી પીડા વચ્ચે ક્યાંથી આવી!

**ઇંદ્ર.**—પીડા તો ખરે ખરીજ. મને તો કાંઈ સુઝતું નથી.

**યમ.**—કાંઈ યુક્તિ લડાવીને એને જો આપણો દૂત બનાવીએ તો કેમ?

**ઇંદ્ર.**—હા હા. એ યુક્તિ ઘણી ઠીક છે. હું તે કરૂંછું. હે પુણ્ય શ્લોક નળરાજ, અમે કોણ છૈયે તે તું જાણેછે?

**નલ.**—નહિ હું નથી જાણતો મહારાજ. પણ શાસ્ત્રમાં લખેલા દેવતાઓના ચિન્હો તમારામાં જોવામાં આવેછે તેથી મને લાગેછે કે કદાચ તમો દેવતાઓ હશો.

**ઇંદ્ર**—ધન્ય છે તારા ચાતુર્યને! તારો તર્ક ખરો છે.

**યમ.**—આપણને જોઈતો હતો તેવોજ આ ચતુર મનુષ્ય મળી આવ્યોછે.

**અગ્નિ.**—ખરેખર આપણું કામ જો થવાનું હોય તો એનાજ હાથથી થાય ખરૂં. બીજાની શી શક્તિ છે!

**નલ.**—એવું તમારૂં કામ શું છે મહારાજ? મને તો જરા કેહેશો?

**વરૂણ.**—અમસ્તુ બોલવામાં કાંઈ સાર છે! કદાચ આપણે બોલીઆ ને તે વાત એ જો માન્ય નહિ કરે તો પછી? આપણો બોલ ખાલી જાય તે કરતાં મુગું રેહેવું વધારે સારૂં છે. કેમ ભાઈ, ખરૂં કે નહિ?

**ઇંદ્ર.**—એમ કદિ થાય નહિ. નલરાજની કીર્તીથી હું કાંઈ અજાણ્યો નથી. એ જેમ રણધીર છે તેમ દાનશૂર પણ છે.

**અગ્નિ.**—યાચકોને ઈચ્છિત દાન આપવા વિષેની એમની વખાણ ત્રૈલોક્યમાં થાયછે.

**વરૂણ.**—અરે, મનુષ્યની ઈચ્છા પરિપૂર્ણ કરનારો જે રાજા તે શું આપણા સરખા દેવતાઓની ઈચ્છા બર નહિ લાવશે?

નલ.—મારા મ્હોપર કરેલી મારી સ્તુતિ સાંભળવાને હું લજ્જિત થાઉંછું. હું એટલી સ્તુતીને યોગ્ય નથી. પરમેશ્વર તરફનો મારો ધર્મ બજાવતાં મને જરાપણ સ્તુતિ ઘટતી નથી. એવા માનને હું ધિઃક્કારૂંછું. જે તમે મારી પાસે માગવા ધારતા હો તે સુખેથી માગો. જો તે મારી શક્તિ બહાર નહિ હશે તો તે હું ખુશીથી આપોને તમને તૃપ્ત કરીશ.

વરૂણ.—શાબાસ, રાજા શાબાસ! પરમાર્થ કરી પ્રજામાં ઢોલ વગાડવાના તારા ધિક્કારને અમે બહુ પસંદ કરીએ છૈયે. પરમાર્થ અને ધર્મ મુગાં છે. અને જે ધણી એવા મુગા પરમાર્થી હોય તેજ પુણ્યને લાયક છે. ઢોલ નગારા વગડાવનારા પરમાર્થીઓથી પરમેશ્વર રાજી નથી. મહારાજ, માટે જે કાંઈ કેહવાનું હોય તે ઝટ કહી દો. પ્રસંગ સારો છે. ને એના પરમાર્થની પરીક્ષા કરવાનો વખત પણ આજ છે.

ઇંદ્ર.—હે રાજા, તારા વચન ઉપરથી અમારી શી ઈચ્છા છે તે અમે તને કહીએ છૈયે. અમારામાંથી કોઈ પણ એક જણને દમયંતિ વરે એમ અમારી બહુ ઈચ્છા છે. માટે તને અમે દૂત તરીકે દમયંતિ પાસે મોકલવા માંગીએ છૈયે. તું ઘણો કુશળ અને ચતુર છે. દમયંતીને કેમ સમજાવવી અને અમારી તરફ તેની પ્રીતિ કેમ વધારવી એ તને કેહેવું પડે એમ નથી. માટે તું અમારૂં આ કાર્ય સિદ્ધ કરી આપ. તારો ઉપકાર અમે કદિ ભુલીશું નહિ.

નળ.—(વિચાર કરી) મહારાજ, તમે મને ભારી શીક્ષા કરીછે. જે સુખ ઉપર હું મારી આખી ઝિંદગીનો પાયો બાંધવાં માગુંછું તે સુખથી તમે મને પારકો કરોછો. ઠીકછે. તેની કાંઈ ચિન્તા નહિ. હું મારૂં વચન પાળવાને ખુશીછું. રાજા થઈ દૂત તરીકેનું હલકું કામ કરવાને હું માથે લઉંછું. પણ તમો છો કોણ તે તો મને કેહશો? દમયંતીને તમારા નામથી તો પેહલાં જાણીતી કરવી જોઈએ.

ઇંદ્ર.—ધન્યછે રાજા તને! તું ખરોજ પરમાર્થી. તું નિઃશંક રેહે કે અમે તારાથી ઉતરતી પદવીના નથી. દમયંતી આગળ અમારી

ભલામણ કરવાને તને જરાપણ હલકું લાગવાનું નથી. જો આ પ્રત્યક્ષ વરૂણ દેવ, આ સાક્ષાંત્ અગ્નિ નારાયણ, આ મૂર્તીમંત યમધર્મરાજ અને હું પોતે ઈંદ્ર. હવે કાંઇ વધારે માહિતિ જોઇએ છે ?

**નળ.**—વંદન કરૂંછું. મારા નમનનો સ્વીકાર કરજો.

**અગ્નિ.**—હે દયાસિંધુ નળરાજ, અમારૂં રૂપતો તું પ્રત્યક્ષ દેખેછે. અમારી કીર્તિ, વૈભવ અને પ્રતાપથી તું કાંઇ અજાણ્યો નથી. સર્વે વાતે તું જાણીતો છે.

**નળ.**—(ઉલ્હાસથી) અરે, જે દેવતાઓને તૃપ્ત કરવાને માટે મહાન મહાન ઋષીઓ તથા રાજાઓ બહુ દ્રવ્યનો વ્યય કરી યજ્ઞ યાગ કરેછે તે દેવતાઓ પ્રત્યક્ષ મારી સામે ઉભા રહી મારી પાસે માંગણી કરેછે એ કેવું સદ્ભાગ્ય મારૂં! મહારાજ, મેં તો તમારી વાત આગળથીજ માન્ય કરીછે પણ દમયંતીના અંતઃપુરમાં મારો પ્રવેશ કયમ થશે ?

**ઈંદ્ર.**—તે વિષે તું નિર્ધાસ્ત રેહ. હું તને વરદાન આપુંછું કે તારી ઇચ્છામાં આવે તે બારણું તારો સ્પર્શ થવાથી પોતાને મેળે ઉઘડી જશે ને તે નિચું હોયતો ઉપર જઈ તને માર્ગ આપશે.

**યમ.**—અને તને બીજું વરદાન આપુંછું કે અમારૂં કામ કરી તું પાછો વળે ત્યાંસુધી દમયંતિ વિના બીજું કોઇપણ મનુષ્ય તને દેખશે નહિ. જા સુખેથી જા. તું યોગીનો વેષ ધારણ કર ને દમયંતી પાસે જા. અને તેને બહુ પ્રકારે સમજાવીને અમારા કામમાં જશ સંપાદન કરી આવ. જા. તને અમે સર્વ પ્રકારે સાહાય થશું.

**નળ.**—ઠીકછે મહારાજ. હું ખુશીથી જાઉંછું અને તમારૂં ભાગ્ય અજમાવામાં પુરતી સાહ્યતા આપુંછું. પ્રણામ કરૂંછું મહારાજ.

(સર્વે જાયછે.)



# પ્રવેશ ૩ જો.

## સ્થળ—દમયંતીનું અંતઃપુર.

(નળ જોગીના વેષમાં અંતઃપુરના બારણા આગળ પ્રવેશ કરેછે.)

**નળ.**—મહાન પુરૂષો પણ પોતાનું કાર્ય સાધી લેવાને માટે પારકાઓને ઠગાઈથી કેવી રીતે વચન બદ્ધ કરી લેછે તેનો જીવતો દાખલો મારા ઉપર હાલ બન્યોછે. જે શુંદર સ્ત્રી મેળવવા મારો જીવ તળપી રહ્યોછે તેને દેવતાઓ મારા હાથમાંથી છીનવી લઈ મારા જન્મના સુખનો નાશ કરવા માંગેછે, એટલુંજ નહિ પણ વળી તે કામ મારેજ હાથે કરવા માંગેછે. ચિન્તા નહિ. મને તેમનાથી બે જાતના વરદાનનો લાભતો મળી ચુકયો છે. અને દમયંતિ મળવાનો ત્રિજો લાભ મારા ભાગ્ય ઉપર હું સોપુંછું. જો દમયંતિ મારાજ ભાગ્યની હશે તો દેવતાઓની દૈવિકશકિત છતાં અંતે જશ મારોજ છે. પણ પેહલાં દેવતાઓના કામમાં પ્રત્યેક જાતની સાહ્યતા આપવાનો મારો ધર્મ છે. દમયંતિ દેવતાઓને વરે એવા ઉપાય કરવાને હું મનુષ્ય છતાં મારા વચનથી પાછો ફરનાર નથી. ઠીક એજ દમયંતીનું અંતઃપુર. દેવતાઓએ આપેલા વરદાનોથી કોઈએ જોયાવિના અહિંવેર તો આવી ચુકયોછું. પણ બારણું તો બંધ છે. ઠીક સ્પર્શ કરીને ઉઘાડું.

(સ્પર્શ કર્યાથી બારણું ઉઘડેછે. એક બાજુ ગુપ્ત રીતે ચારે દેવતાઓ અધર ઉભાછે. દમયંતિને સખીઓ શણગાર કરેછે. નળ અદૃશ્ય બાજુમાં જોતો ઉભો રહેછે.)

**બધી સખીઓ**— **ઠુમરી**—(જીલ્હા કાફી.)

**સખીને આજ સજો શણગાર, ઉછળે મનનો પ્યાર—સખીને૦ ટેક.**
**શણગારો કર જડીત ભૂષણે મુકીએ ગળે મોતીહાર—સખી૦ ૧.**
**કાજળ નયને ભાળે કંકુ સહી, શોભાવે અનિવાર—સખી૦ ૨.**

**શશિકલા**—સખી, શૃંગાર કરવાના કામમાં જો કે અમે બહુ કુશળ નથી તોયપણ આજે અમે કરેલો શૃંગાર તારે માન્ય કરવો જોઈએ.

**દમયંતિ.**—તમે કરેલો શૃંગાર મને બહુ ગમેછે. પણ સખી પ્રિય તમે મારો પોશાક જરા ખેચીને કરવાથી મારી છાતી મુઝાઈ ગઈછે.

**પુષ્પવતિ.**—સખી, તું આમ શું બોલેછે? લાડકી છોડીઓને તો એવા તતરબંધ પોશાક બહુ ગમેછે.

**પ્રિયતમા.**—સખી, એ માટે તું મને શા માટે દોષ આપેછે? આ દોષ તું તારી જુવાનીને આપ.

લાવણી (રાગ ભૂપકલ્યાણ.)

ઘડીએ ઘડી વધે અવયવ સખી, આ જોબન ભરતી ખરી,
દોષ મુને શીદ દેછે યુવતિ, જાણી બુજી સુંદરી—૧.
પળ પળ પલટે રંગ વદનનો ધર્મ ઝરે ગાલથી,
ક્ષણિક ઉદાસી ક્ષણિક ખુશાલી પ્રગટે મુખ ચિન્હથી—૨.
રત્ન જડિત શૃંગાર કાંચળી સાડી વળી ભરજરી,
તુજ રૂપ જોબન અતિ દર્શાવે તુચ્છ ઇંદ્રની પરી—૩.

**પુષ્પવતિ.**—સખી, તું સત્ય કેહેછે. જુવાનીમાં મનુષ્યની એવીજ સ્થિતિ થાયછે. તારી પણ એવીજ સ્થિતિ થશે.

**શશિકલા.**—અને તારી નહિ કે! તું ઘડપણમાંની ડાપણવાળી બાઈ થવા માંગેછે કે?

**પ્રિયતમા.**—હવે જવાદો તે વાત. પરવારતી બાઈઓને બીજું કામ શું હોય! શરીર શોભાની ફીસીઆરી અને પારકાની નિંદા. સ્વયંવરનો સમય ઘણો નજીક આવ્યોછે માટે સખીનો કાંઈ શૃંગાર અધુરો રહ્યો હોય તો તે પુરો કરી લઈએ.

દમયંતિ.—સખીઓ, શૃંગાર તો હવે થઈ રેહેશે. પણ મને ખરો શૃંગાર આપનારા જો મારા પ્રિય નલ સ્વયંવર મંડપમાં આવી બીરાજ્યા હોય તો આ સર્વ શૃંગારને શોભા મળશે.

નલ.—(જરા બાહાર નિકળીને સ્વગત) નલ! શું એ મારેવિષે બોલેછે? આ હું શું દેખુંછું? આહા! ઝળકતા તારાઓથી વિંટાએલો શરદઋતુનો ચંદ્રમા સ્વચ્છ આકશમાં જેમ શોભેછે તેમ આ પુનમનો ઉગતો પૃથ્વીનો રૂપાળો ચંદ્રમા, નાની મોટી સુંદર સખીઓથી વિંટાએલો પોતાના સુંદર રંગ મેહેલમાં બીરાજેલો જોઈ હું મારૂં ભાન ભુલો જાઊંછું.

શશિકળા.—(અંદર જઈ પાછી આવીને) સ્વયંવરની બધી સિદ્ધતા થઈછે. મંગળ વાદ્યોના આવાજથી દશદિશા ધુમી રહાછે. અનેક દેશના રાજાઓ ઠાઠમાઠથી સ્વયંવર મંડપમાં આવી બીરાજ્યા છે માટે આપે ત્યાં સિધારવાને સિદ્ધ રેહેવું એવી મહારાજની આજ્ઞા છે. આપને ત્યાં લઈજવા પુરોહિત આવશે એમ એક દાસી આવી કેહેતી હતી.

દમયંતિ.—સહી, તે આરસી જરા મને આપ. તમે મને કેવી રીતે શણગારી છે તે જરા જોઉ તો ખરી! (આરસીમાં જોઈ) સખી, આ હું શું દેખુંછું? કોઈ પુરૂષ! આ મંદીરમાં કોઈ પુરૂષ!

પુષ્પવતિ.—કોઈ પુરૂષ! રાજકુંવરી, આ તું શું બોલેછે? અહિં પુરૂષ ક્યાંથી!

બધી સખી.—હમે તો કોઈને પણ દેખતાં નથી. (હસી પડેછે.)

દમયંતિ.—(ચીરડાઈને) શું દેખતાં નથી? જો, આરસીમાં હું દેખુંછું.

પ્રિયતમા.—દમયંતિ, આજ તારૂં ચિત્ત ઠેકાણે નથી. પુરૂષ આરસીમાં હોય કે જમીનપર હોય.

દમયંતિ.—(ફરી આરસી જોઈ નળ રાજાની છબી કાહાડી જોઈને ખુબ હસી પડેછે) સખી, ભલે ભલે, આ પુરૂષ બાહરનો નથી

પણ ઘરનો છે. એ અણગમતો નથી પણ ગમતો છે. એ કાહાડી મુકવા યોગ્ય નથી, પણ આદરસત્કારને યોગ્યછે. (હસી પડેછે) સખી કેવી નવાઈ! કેવી ખુશાલી! સખી, એ પ્રતાપી નલરાજા છે. મારા મ્હોંની જોડેજોડ એમનું મુખકમલ હું જોઉછું. શું તને નથી દેખાતું?

**પુષ્પવતિ.**—તું તેને પરણવાની ખરી કેને તેથી તને એવો ભાસ થાયછે. નહિ તો નલરાજા અહિં ક્યાંથી?

**યમ.**—(સ્વગત) પુરી ફુજેતી! આ તો કેથુ નકી થએલું દિસેછે!

**દમયંતિ.**—શશિકળા, એ ખરો ભાસ છે, આવ હું તને નલરાજા દેખાડું. (દેખાડીને) જો ખરૂં કેને?

**શશિકલા.**—(હસીને) અમને તો કાંઈજ દિસતું નથી. પણ અહિં નલરાજ ક્યમ આવે?

**પુષ્પવતિ.**—અને વળી તે આવીને આરસીમાં ક્યમ બેસે! (હસી પડેછે) સખી, તું છેક ઘેલી બનીછે ઘેલી. તારૂં ધ્યાનધ્યાન તેનામાંજ ભરાવાથી તેનાવિના તું બીજું કાંઈજ જોતી નથી. ખરેખર પતિવિષે જેના મનની એવી સ્થિતિ થાય તેજ ખરી સતિ કેહેવાય.

**દમયંતિ.**—(ચિરડાઈને) તમે બધાં આંધળાં છો તેથી તમને દેખાતું નથી. પણ હુંતો તેમને પ્રત્યક્ષ જોઊંછું. આ તેઓ પાછળ ઉભાછે. (તેની પાસે જવા માંડેછે.)

**પ્રિયતમા.**—આ શો પ્રકાર! શુભકાળે આ શો પ્રસંગ!

**શશિકળા.**—આ કેવું ઘેલાપણું! (દમયંતીને પકડવા જાયછે.)

**દમયંતિ.**—તમે મને છેડો નહિ. મને વારો નહિ. મને એકલી રેહેવા દો. તમે હાલ બધાં મારી આગળથી જાઓ. મારી આજ્ઞા તોડશો નહિં.

**પુષ્પવતિ.**—સખી, ચાલો આપણે આસપાસ વેરાઈ જઈએ. ને ઘેલી બનેલી આ આપણી સખી શું શું કરેછે ને બોલેછે તે જોઈએ ને સાંભળીએ.

(સખીઓ જઈ આસપાસ ઉભી રેહેછે.)

**દમયંતિ**—(યોગી નળને.)

ઠુમરી—(રાગ યમન કલ્યાણ.)

હવે સત્ય વચન મુનિ બોલો
છો કોણ તમે ભ્રમ ખોલો—હવે—ટેક.
ઈંદ્ર ચંદ્ર સ્મર સુંદર નૈષધ
પ્રિય નળ ભૂપ રૂપાળો—હવે—૧.

**અગ્નિ.**—એ આપણને યાદ કરેછે. કંઈ આશા આવેછે મહારાજ.

**દમયંતિ.**—મહારાજ, તમે આ સ્ત્રીમંડપમાં દાખલ થવાની ભારે હીંમત કીધીછે. પણ મારી ખાત્રી કરવા તમને પુછુંછું કે તમારૂં મુખ કમળ નળરાજાના મુખ જેવું દેખાયછે, પણ તમારો પોશાક યોગી જેવો છે તેથી ખરૂં કહો તમો કોણ છો?

**નળ.**—એક બીજાને ઘણુંકરી મળતી આકૃતિના મનુષ્ય જગતમાં ઘણા વસેછે ને તેમાનો હું એક છું.

**દમયંતિ.**—બરાબર છે. ઠીક. તમારૂં નામ શું છે તે કેહેશો?

**નળ.**—સાધુજનો પોતાના નામનો ઉચ્ચાર કરવામાં પાપ છે એમ સમજે છે.

**દમયંતિ.**—વારૂ ત્યારે, તમે કયા ગામના રેહેવાસી છો તે કેહેવાને તો હરકત નહિ હોય?

**નળ.**—અમસરખા જોગીઓનું ગામ આખી દુનીઆ છે માટે કયા ગામનું નામ કહું?

**દમયંતિ.**—નામ નહિ કેહેતા, ગામ નહિ કેહેતા, તો તમારૂં અહિં આવવાનું કામ શું છે તે તો હવે કેહેશો?

**નળ.**—હા. તે કેહેવાને મને કાંઈ હરકત નથી. જો તે સાંભળતાં તમને રીશ નહિ ચઢે તો!

**દમયંતિ.**—નિર્ધાસ્ત રહો. જે કામ હોય તે ખરેખર કહી દો.

**નળ.**—હે નૃપતનયા, તમારા સ્વરૂપનું વર્ણન નારદ મુખેથી સાં-

મળી તથા તમારૂં સ્વયંવર જાણી તમને પરણવાને માટે સકળ દેવતાઓના રાજા ઈંદ્ર કુંડિણપુરમાં આવ્યાછે.

**ઈંદ્ર.**—ઓહો! પરમેશ્વરની કૃપાથી પેહલાં મારૂંજ નામ નિકળ્યું.

**દમયંતિ.**—ઈંદ્ર સ્વયંવરે આવ્યાછે તો ભલે. પણ ત્યારે તમે અહિં શા માટે આવ્યાછો? તમે ઈંદ્રના કોણ થાઓછો?

**નળ.**—રાજપુત્રી, હું ઈંદ્રનો દૂત છું. ને તેમનીજ આજ્ઞાથી અહિં આવ્યોછું.

**દમયંતિ.**—એટલે?

**નળ.**—દમયંતિ, હું તમને ભલામણ કરૂંછું જે તમે તેમને કંઠે વરમાલ અર્પણ કરો. એમના જેવો રૂપાળો આખું વિશ્વ ધુંડતા પણ મળવો બહુ કઠણ પડશે. અને કુબેર તેમનો ભંડાર રક્ષક હોવાથી દ્રવ્યની તો અછત તેમને ત્યાં કદિ પડવાની નથી.

**દમયંતિ.**—ભાઈ, મને ભલામણ કરનારા તમે કોણ? તમારે સાથ મારે શું લાગે વળગે! સ્વયંવર કરવામાં ભર ભલામણ કેવી હોય? એ શું કાંઈ માલની ખરીદી કરવી છે?

**નળ.**—નહિ મહાદેવી. તમારા ભલા ખાતર ભલામણ કરવાનો હેતુ એટલોજ છે જે ઈંદ્ર જેવો સર્વ સંપત્તિવાળો વર તમને મળેતો—

**દમયંતિ.**—બસ બસ, જોગીરાજ, વર પસંદ કરવામાં સંપત્તિ તથા રૂપ કરતા સદ્‌ગુણોનો વધારે જરૂર છે. ખરી પ્રીત, એ સંપત્તિ અથવા રૂપને આધારે રેહેતી નથી.

**નળ.**—ઈંદ્રને વરવા તમારી ઇચ્છા નહિ હોયતો તેમનાજ જેવા પરાક્રમી દેવતાઓ યમધર્મ, અગ્નિ અને વરૂણ છે. એક કરતાં એક સર્વ પ્રકારે સરસ છે. તેમનામાંથી એક દેવતાને વરો.

**યમ.**—(સ્વગત) અરે, એણે તો આપણા બધાના નામ સાથેજ કહી દઈ, બધાનો એકદમ ગોટો વાળી દિધો!

**અગ્નિ.**—પણ ઈંદ્રને જેમ પડતા મુક્યાછે તેમ આપણને જો મુકે તો પુરી ફજેતી!

**દમયંતિ.**—પણ મને સુજ પડતી નથી જે એ બધા માટે તમે શા માટે ભલામણ કરોછો?

**નળ.**—કારણ જે કામ તમારા માત પિતાનું છે તે તમારા ભલાને કાજે હું બજાવું છું.

**દમયંતિ.**—એ માટે તમો અજાણ્યા છતાં તમારો ઉપકાર માનુંછું. પણ વર પસંદ કરવાનું કામ કન્યા શિવાય બીજા કોઈનું નથી.

**નળ.**—પણ એવાજ અભિમાનમાં કન્યાઓ કેટલીએક વાર અજાણપણામાં ફસી પડેછે. અને તેમની કાચી બુદ્ધીથી સારાને બદલે ઘણીવાર માઠા પરિણામો નિપજેછે તે માટે તમ સરખી સર્વે ગુણમાં ઉત્તમ રાજકુંવરીને જાણીતાં કરવાની પણ ઘણી જરૂર છે.

**દમયંતિ.**—ધણીની સેવા બજાવવાના ધર્મથી મારા ભાષણ ઉપર તમે ધ્યાન આપતા નથી તો ઠીક છે. પણ મારો અભિપ્રાય તમો યોગી છતાં હજી સમજતા નથી એ મોટી નવાઈની વાત છે. દ્રવ્ય ચંચલ છે, જોબન તથા રૂપ અસ્થીર છે, કાયા નાશિવંત છે, અને આયુષ્ય ક્ષણભગુંર છે પણ સાચો પ્રેમ અમર છે. અને તેવો પ્રેમ સ્ત્રીપુરૂષના મનમાંજ વાસ કરેછે. વરવહુનું મન જો નહિ મળે તો પ્રીત ચળે ને સુખ ટળે તે તમને ખબર છે?

**નળ.**—પણ આવા સંપત્તિવાળા દેવતાઓ ઉપર તમારૂં ધ્યાન બેસતું નથી તો મને પુછવાની આજ્ઞા આપશો કે એમનાથી સરસ બીજો કયો પુરૂષ તમે પસંદ કરનાર છો?

**દમયંતિ.**—યોગીરાજ, આવા પ્રશ્ન પુછવાનું કામ તમારૂં નથી. દુનીઆ ખાલી નથી. હું જેને મારા મનથી વરી ચુકી છું તે મહા પ્રતાપી સર્વ ગુણ સંપન્ન છે. તે ઘણું કરી તમારાજ જેવા ચેહરાનો ભાગ્યશાળી પુરૂષ છે!

**નળ.**—હું તો યોગી છું. અને આવા મહાન પુરૂષોની સરખામણીમાં તમે મને મુકો છો તેથી હું ખુશી છું. પણ એટલું બધું કે-

હવાની કૃપા કરી તો સર્વ સદ્ગુણ અને સર્વ રૂપની મુગુટમણી, કૃપા-કરી તે પુરૂષનું નામ મને કેહેશો ?

**દમયંતિ.**—હા ઘણી ખુશી સાથ. તે પુણ્યશ્લોક નિષધપતિ નળ મહારાજ છે. તેમના સર્વ સદ્ગુણ મેં સાંભળ્યાછે. તેમનું રૂપ ઉત્તમ છે. તેઓ તમારા દેવતાઓ કરતાં સર્વ ગુણમાં શ્રેષ્ટ છે. હું તેમને મનથી વરી ચુકી છું. સ્વયંવર એ માત્ર નિમિત્ય છે.

**ઇંદ્ર.**—હાય હાય! એ તો હાથે કરીને ફજેતી કરી! નળ દૂત થતાં પતિ બનો ગયો!

**યમ.**—મારા તો હાથ પગ લુલા થઈ ગયા!

**અગ્નિ.**—મારી તો કંમરજ ભાંગી ગઇ!

**નળ.**—આ તમારો વિચાર તમારે બદલવો પડશે. કારણકે તેઓ મહા સમર્થ દેવતાઓ છે. તેમની વાત તમે જો માન્ય નહિ કરશો તો તેઓ તમને મહા સંકટમાં નાખી દેશે.

**દમયંતિ.**—અં:અં:! હું તેની જરાપણ ચિંતા રાખતી નથી. તે મહા સમર્થ હોવાથી મને વધારે શું કરવાના છે? મને મહા સંકટમાં નાખશે, મારો જીવ લેશે, બીજું શું! પણ હું મારા સતિપણાને અપ-કીર્તિનો જરાપણ ડાઘ લગાડવા દઇશ નહિ. તમે હવે અત્રેથી સીધાવો.

**નળ.**—હું તમારો ઉપકાર માનુંછું. હું જાઊંછું. (જાયછે.)

**દમયંતિ.**—પરપુરૂષ સાથે ભાષણ કરવામાં પાતક છે પણ આ નળ છે એવી મને ભ્રાંતિ હોવાથી એટલી વાત કરી જોઇ પણ હું તેમાં નિષ્ફળ થઇછું.

(સખીઓ દોડતી તથા હસતી પ્રવેશ કરેછે.)

**પુષ્પવતિ.**—સખી, આમ પવન સાથે શું વાત કર્યા કરેછે! ચાલની અંદર!

(તેને લઈ જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ.—માર્ગ.

પાત્ર.—ઈંદ્ર, યમ, વરૂણ તથા અગ્નિ.

ઈંદ્ર.— ઠુમરી.—(રાગ દેશ.)

જોઈ, રૂપ ચકિત થઈ મારી નેણ આજરે નહિ આવે દિલે ભાન,
થાએ વિરસ મનસ વીતો સઘળી ચેન-જોઈ૦—

મુજનો પ્રાણ તેહ રૂપમાં મગન થયો, અલગ ન કદી થાએ હેત ચિતસું,
જો તે વરે નાર સુંદર પ્યારી મુજ વેરે ટળે તોય આ દુખ ખેન૦—

અગ્નિ—અમથા શોક કરવામાં સાર્થક શું! જે બનવાનું હતું તે બન્યું. તમે શું એમ ધારોછો કે મને કાંઈ દુઃખ થતું નથી? પણ કરીએ શું! દમયંતી નથી પ્રાપ્ત થતી તેથી શું આપણે પોતાના જીવ કાઢી નાખીએ.

ઇંદ્ર.—મારો જીવ જાય તો ભલે. પણ દમયંતિ મળે એવો કાંઈ પણ ઉપાય કરવો જોઈએ. અરે, તે ચંદ્રવદના મૃગનયના નારીએ મારી દેહની દુર્દશા કરવામાં કાંઈ પણ બાકી રાખી નથી.

ઠુમરી—(જીલ્હા પિલુ.)

એ મતવાળી ન્હાળી નારીરે દેહે મારે ઘાવ થયો-એ મત૦ ટેક.
એની છબીથી લેહર આવે, મદકારી રે, રૂપ મોહે આ તન બાળી રે-એ૦ ૧.
ઉછળાવે ચિત પ્રીતરે નૈણે કટારે રે,
મોહે રમણી આ પ્યારી રે-

યમ.—ઇંદ્રરાજ, આપણે એવા છેક ઘેલાંગાંડાં કાઢવાં સાઝે નહિ. વિવેક તથા વિચારથી મનને ધીરજ આપવી ઘટેછે.

ગજ્જલ—(રાગ બેહાગ.)

શીદ દુખસું મુઝીએ મનમાં પરમ થૈયેના આતુર,
જેનું નસીબ તેહને લગત દોડેછે જરૂર.

દિલને દિલાસો દેજો વિપત શીદ બાઝી રહે,
છતે અમીર ન ધરો સમજ કોનો આ કસુર.
સર્વે ઉપાયે કરો અછત દુર આએ જે,
કેવા અતીશ બનીએ મુર્ખ હોઈને ચતુર.

ઇંદ્ર.—આ તો સર્વે વાત ખરી છે. દમયંતી જો દેવતાઓનો ત્યાગ કરી મનુષ્યને વરે તો તેથી ઉપ્તન્ન થનારી અપ્રતિષ્ટા મારાથી કેમ ખમાશે.

વરૂણ.—હું પેહલાથીજ કેહતો હતો જે આપણે પાછા વળીએ ને ફજેતી ટાળીએ. પણ કોઈએ મારૂં સાંભળ્યું નહિ. અને અન્તે ફજેતી પામ્યા.

યમ.—અરે આપણું મોટું ભાગ્ય કે એટલાથીજ પત્યું. નળ-રાજાવિના બીજું કોઈ પણ આપણી વાત જાણતું નથી. પણ જો એ વાત આકાશમંડલના રહેવાસીઓને કાને જાય તો, તોબા! તોબા! આબરૂના કાંકડા થાય.

વરૂણ.—જુઓને ચમત્કાર! એક સ્ત્રીને માટે આપણે મહા-પ્રતાપી ડાહ્યા દેવતાઓ છતે કેવા મૂર્ખ અને ઘેલા બની ગયા!

ઇંદ્ર.—તમારા કરતાં મને વધારે ચિન્તા ઉપ્તન્ન થઈ છે. કારણ જ્યારે આપણે દમયંતીને વરવા જવા નિકળ્યા ત્યારે મારી સ્ત્રી મારા પડખામાંજ બેઠી હતી. પણ એટલું ઠીક છે કે પૃથ્વી ઉપરના બનાવથી તે અજાણી છે.

વરૂણ.—અજાણી છે તો નારદમુની કયાં તેને જાણીતી કર-વામાં પાછળ પડનારા છે! એતો ત્યાં હતાજ.

અગ્નિ.—ત્યારે મારાથી તો ઘેર જવાયજ નહિ. ઇંદ્રાણીને કેહેશે ને મારી સ્ત્રીને પણ ખોટું ખોટું સમજાવીને મારી સાથે લડાવશે. મને તો ભાઈ બહુ બીક લાગેછે.

યમ.—અરે, બધાનું એમજ થવાનું છે. ખાલી હાથે ઘેર જવાયજ કેમ? માટે બાએડી વગર જશું તો આખા ગગનમંડલમાં

આપણી પદવીને હલકું લાગશે. આપણામાંથી કોઈએકને દમયંતિ પ્રાપ્ત થાય એવો ઉપાય કરવોજ જોઈએ. કેમ ઇંદ્રરાજ, તમારી શી ઇચ્છા છે?

**ઇંદ્ર.**—જે તમારી ઇચ્છા તે મારી ઇચ્છા? દમયંતિ મને પ્રાપ્ત થાય એજ મારી ઇચ્છા. બીજી શી!

**અગ્નિ.**—ભાઈ, મને એક યુક્તિ સુજેછે. જો તે તમો સર્વેઓને માન્ય થાય તો આપણું કામ પાર પડશે એમાં કાંઈ સંદેહ નથી.

**વરૂણ.**—બોલોને ઝટ ત્યારે? મારો જીવ બહુ તળપેછે.

**અગ્નિ.**—જરા ધીરજ તો ધરો. સાંભળો સાંભળો. નળરાજ જેવા આપણે ચારેજણ રૂપ ધારણ કરીયે અને સ્વયંવર મંડપમાં નળરાજાને જોડે જોડ જઈ બેસીએ ને પછી જોઈએ કે એ કોને ગળે વરમાળ અર્પણ કરેછે!

**યમ.**—આ યુકતીથી આપણને ખરેખર જશ મળશે.

**ઇંદ્ર.**—અગ્નિએ કાઢેળી યુક્તિ! પછી તેમાં ખામી તો શી હોય! ચાલો, એક બીજાને ઘણું કરી મળતા એવા પોશાક તથા રૂપ ધારણ કરી સ્વયંવરમાં જઈ બીરાજીએ. ચાલો, ચાલો.

(જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—કુંડિણપુર—સ્વયંવરમંડપ.

**પાત્ર.**—ભીમક રાજા, નારદ, પુરોહિત, પૂર્ણાનંદ, કલાવતીઓ, પ્રતિહાર, ભાટ ઈત્યાદિ.

**ભાટ.**— કવિત.

વાદળછાયે સૂર્ય છુપે નહિ, દીપ બુઝે ન પતંગ ઉછાળે
વીજળીપ્રભે કદિ ચંદ્ર દિપે નહિ, ધર્મ ચળે નહિ યાચક આવે.
ચંચળ નારના નેણ છુપે નહિ, વૈદ્ય હરે નહિ રોગી બતાવે
ચિન્તા નળસું રૂપ ઘટે નહિ, રાજપુત્રી દમયંતિ મિસાલે.

શુભ દિવસે અહિં ઈશ દયાવડે, ઠાઠેમાઠે બહુ ભૂપ પધારે,
નૃપકુંવરી પતિ યોગ્ય હવે વરી, ઘડપણનું તમ સૌખ્ય વધારે.

**પ્રતિહાર.**--રાજાધિરાજ અયોધ્યાપતિ ઋતુપર્ણરાયની સ્વારીપર ધ્યાન રાખો મહારાજ.

**કલાવતીઓ.**— **પદ.**—(રાગ ધનાશ્રિ.)

સ્વયંવરે આવે ભૂપ વરવે–ટેક.
વિજયી થજો ઋતુપર્ણ રાજઋષિ,
લાગો કીર્તિ વધવે–સ્વયંવરે૦–૧.

(ઋતુપર્ણ પ્રવેશ કરેછે.)

**ભીમક.**—મહારાજ, આ આસને બીરાજી જીવને શાન્તિ પમાડો.

**પ્રતિહાર.**—મગધદેશના મહા પ્રતાપી રાજા સુમુખ મહારાજનો જયજયકાર થાઓ.

**કલાવતીઓ.**— **ઠુમરી.**—(રાગ ગૌડી.)

આવી સભે સુમુખની સ્વારી રે
જાઊંછું એ મુખપર વારી–આવી૦ટેક.
રત્ન મુગટ શીરે, હાર મોતી ગળે,
કાને કુંડલ તેજી ન્યારી રે–આવી—૧.

(સુમુખ રાજા પ્રવેશ કરેછે.)

**પુરોહિત.**—મહારાજ, ભલે પધાર્યા.

**ભીમક.**—હું આપને જોઈ બહુ ખુશી થાઊંછું.

**પુરોહીત.**—(ધુન સાંભલી) પ્રતિહાર, ઘણી ધામધુમથી આ કયા રાજાની સ્વારી આવેછે.?

**પ્રતિહાર.**—(જોઇને) નિષધપતિ પુણ્યશ્લોક શ્રી નળરાજનું આગમન સફળ થજો.

કલાવતીઓ.— ઠુમરી—(રાગણી ભૈરવી.)

કેવો કાન્તીએ નળ આ તેજાળો દિસે,
જગમાંહે ન બીજો રૂપાળો વસે—કેવો ૦ટેક.
યોગ્ય એ નૃપતી, વર દમયંતી,
ભાસે થળે જો કે ભાશે હશે-જગમાંહે૦—૧.

(નળ પ્રવેશ કરેછે તથા બીજા રાજાઓ પણ પ્રવેશ કરેછે.)

ભીમક.—તમારા જેવા પુણ્યશ્લોક રાજાના દર્શન બહુ લાભ કારીછે. (પ્રધાનને) પ્રધાનજી, આદરસત્કારપૂર્વક પાનગુલાબ મહા રાજાઓની સેવામાં અર્પણ કરો.

(પાનગુલાબ આપતાં આપતાં)

નારદ, પૂર્ણાનંદ, પુરોહિત, કલાવતીઓ, ઈત્યાદિ.

તરાણો.—(રાગ ખમાચ.)

શુભ દિન આજનો હોંસ પુરાવે
આણે નૃપ સઉ વરવે કાજે
મહા હરખની છોળ લાવે—શુભ૦ટેક.
નિષધ અયોધ્યા સોરઠ ભણીથી,
અતિતમ શશિસમ રૂપાળ આ
બેઠા વસુધાપતિ ધનુખધર,
મહા પાવન આ મંડપ થાએ—શુભ૦ ૧.

પુરોહિત.—સુણો મહારાજ, સુણો. શ્રી ભીમક મહારાજના આમંત્રણનો સ્વીકાર કરી આપ અહિં પધાર્યા છો તેથી મહારાજની આજ્ઞાથી હું આપનો બહુ પાડ માનું છું. રાજપુત્રી દમયંતિનું આજે સ્વયંવર છે એ વાત આપને વિદિત હોવાથી તે વિષે કાંઈ કેહેવાની અગત્ય નથી.

પ્રતિહાર.—ભાગ્યશાળી રાજપુત્રી દમયંતીનું સૌભાગ્ય ચિરકાળ રહો.

(સખીઓ સાથ દમયંતિ પ્રવેશ કરેછે.)

ઠુમરી.—(જીલ્હો પિલુ.)

સખીઓ.—(દમયંતિ સાથ આવતી આવતી.)

જાણી સ્વયંવર તુજ દમયંતિ,
રાજ સભા સખી ભૂપે ભરી.—ટેક.
સોરઠ, ઉજ્જન, અંગવંગપતિ,
બેઠા ધરી તુજ આસ ખરી—જાણી૦—૧.
મગધ, નિષધ, મિથિલેશ્વર નરમણી,
રવીજેવું તનુ તેજ ધરી—જાણી૦—૨.

દમયંતિ.—સખીઓ, આ રાજાઓ જોઈને મને બહુ આનંદ થાયછે.

ભીમક.—સદ્ગુણી પુત્રી, આ સૂર્ય જેવા એક કરતાં એક વધારે તેજસ્વી એવા રાજાઓના ગુણ સાંભળી તેમાંથી જે તને પસંદ થાય તેનો સ્વીકાર કર. મારી પૂર્ણ આજ્ઞા છે.

નારદ.—દમયંતિ, આ રાજાને તું ઓળખે છે?

શ્લોક.—(શાર્દૂલ વિક્રીડિત.)

જાણે આ ઋતુપર્ણ રાજકુંવરી છે શ્રીઅયોધ્યાપતિ
હોવાથી બહુ કર્મનિષ્ટ સઘળા લાજે તપસ્વી અતિ
છે જ્ઞાની ગુણવાન સત્યવચની તેજે બિજો ભાસ્કર
આવ્યોછે મૃદુ રક્ત પદ્મ સમ જે સ્વીકારવે ત્વત્કર.

દમયંતિ.—એવા કર્મનિષ્ટ તપસ્વી રાજા જગન્માન્ય છે. હું એમને જો મારા પૂજ્ય પિતાસમાન માનું તો કાંઈ આશ્ચર્ય નથી.

ભાટ.—(સ્વગત) લાગ્યા હો હાથ ઘસવા! મોટા ઉપરજ પેહલા ધાડ પડી! જોઈએ હવે શું શું બનેછે.

પુરોહિત.—રાજપુત્રી, જુઓ. આ મગધદેશના રાજા મહા કુલીન, મોટા પરાક્રમી અને બહુ ગુણવાન છે. શો એમના રાજ્યનો વિસ્તાર ને શો એમની પ્રજાનો એમના ઉપર પ્રેમ! ખરેખર આ એક પૃથ્વી ઉપરના અનેક રત્નોમાંનું અમુલ્ય રત્ન છે.

દમયંતિ.—યોગ્ય કહ્યું. એઓ વંદનને પાત્રછે.

ભાટ.—(સ્વગત) આ તો ગણેશપૂજાનું પ્રથમનું વંદન છે! ચાલો એ પણ તાહાડા પડી ગયા.

શશિકલા.—(એકને દેખાડીને) તે મહા પ્રતાપી રાજા બેઠાછે તે કોણછે તે તું જાણે છે?

દમયંતિ.—ના સાહેલી. હું નથી જાણતી ને જાણવા પણ ઈચ્છતી નથી.

સોરઠ દેશનો રાજા.—એમાં આપણું કાંઈ વળશે એમ લાગતું નથી. કારણ કે અહિં કાંઈ જુદા પ્રકારનોજ રંગ દેખાયછે.

ભાટ.—(સ્વગત) વળશે વળશે. બોહો નહિ. પણ જરા ઠાઠમાઠ અને ભપકામાં બેસે ત્યારે કેને! ઠીક. એમનો પણ નિકાલ આવી ગયો.

પુરો૦—દમયંતિ, આ સોરઠ દેશના રાજા મહા પ્રતાપી છે. શત્રૂથી અજીત છે. એમનું રાજ્ય વિસ્તીર્ણ અને સુખી પ્રજાથી વસાએલું છે.

દમયંતિ.—એ મારા ભાઈને હું પ્રણામ કરૂંછું.

ભાટ.—(સ્વગત) વા! કેવું એમનું મોટું ભાગ્ય! એવો તો આજ મહા દેવીના ભાઈ બની ગયા! વાહવા! વાહવા! વાહવા!

નારદ.—આ ઉજ્જનના રાજા તેવાજ પ્રતાપી શૂરવીર અને નીતિ સંપન્ન છે. આ મિથિલાધીશ પણ સર્વ પ્રકારે બહુ માન્યછે.

દમયંતિ.—(માથું નમાવેછે.)

**એક રાજા.**—અરે, આતો ફ્રોકટના વંદનનાજ સત્કારથી સર્વેઓને પતાવવા મંડી છે.

**ભાટ.**—તો બીજું શું કરે! જેમ દેશ તેમ વેષ. (સ્વગત) જેવું પાત્ર તેવું દાન. પડતા મુકયાથી પેટમાં બળાપો છુટે તેમાં નવાઈ શી!

**દમયંતિ.**—પણ સખી, નિષધદેશના રાજા કયાં છે? તેઓ તો કાંઈ જોવામાં નથી આવતા!

**શશિકળા.**—પ્રિય સખી (જોઈને) આ શું! તે બેઠાછે.

**દમયંતિ.**—હા. ખરે તેવાજ છે. (છબી જોએછે.)

**નારદ.**—દેવી, છબી શું જોએછે? એ નિષધદેશના રાજા નળ છે. એના રૂપગુણનું વર્ણન જગતમાં પ્રસિદ્ધ છે.

(દમયંતિ ખુશીથી વરમાળ પેહેરાવા જાયછે. બીજા ચાર પુરૂષો નળ જેવા જોઈ વિસ્મય પામેછે.)

**દમયંતિ.**—અરે, આ શું! વરમાળ કોણને પેહેરાવું! સખી, અહિંતો બીજા ચાર નળ જોવામાં આવેછે. એઓ કોણ?

**બધા.**—(જોઈને) શો ચમત્કાર!

**પુરો૦**—ખરેખર, આ પાંચે જણ નળરાજા જેવાછે. તેમનું રૂપ, પોશાક ઈત્યાદિ એક બીજાને ઘણું કરી મળતા છે.

**દમયંતિ.**—પિતાજી, આ શી નવાઈ! એકને બદલે પાંચ નળ!

**નારદ.**—(સ્વગત) હવેજ જોવાની મજા પડશે. ઈંદ્રજાળ ઠીક પંથરાઈ છે.

**ભીમક.**—પુત્રી, આમ ગભરાએ છે શું! જરા ધીરજ ધર. હમણાં ખુલાસો થશે.

**રાજા.**—(સ્વગત) એને ઠીક શીક્ષા થાયછે. એકને પિતા બનાવેછે. એકને ભાઈ બનાવેછે. કોઈને વંદન કરીનેજ પતાવેછે. ત્યારે પ્રથમથીજ કાં નહિ કહ્યું કે એ નળનેજ વરવાની છે કે ફોકટ ધક્કા ખાતા અહિંવેર આવતે નહિ.

**ભાટ.**—ખમા, ખમા બાપજી. ગરમ થશો તો નકામું રક્ત બળશે. એતો જે ભાગ્યશાળી હશે તેનેજ વરશે. તમો બધાજ વરવાની ઉલટમાં આવ્યાછો પણ કાંઈ એક સ્ત્રીથી બધાને વરાય! રણક્ષેત્રમાં શૂરવીર હોય તેનેજ માટે નગારાં વાગેછે.

**દમયંતિ.**—રે પરમેશ્વર, આ શો પ્રસંગ! આ કેવો મારી આશાનો ભંગ! હવે હું શું કરૂં! હે મારી કુળદેવતા, હે જગતની માતા એ સમયે તું મારે વાહારે ધા. (ઘુંટણે બેસી.)

પદ.—(રાગ બહાર.)

પ્રગટે, હરવે, સરવે ભ્રમ એ
તું માય દયાધન એ સમયે.—પ્રગટે૦ ટેક.

પડી ભૂળ સમૂળ ન કાંઈ સુઝે
જગદંબ અતિ મુજ જીવ મુંજે;
તુજવીણ હવે દુઃખ કોણ હરે
નળરાજ વરી કયમ આસ પુરે.—પ્રગટે૦ ૧.

(બેહોરા પડેછે. અષ્ટભુજા દેવી વિમાનમાં પ્રકારાસાથ પ્રગટ થાયછે.)

**દેવી.**—દમયંતિ, સતિ દમયંતિ, સાવધ થા. દુઃખનો ત્યાગ કર. તારા કરૂણાસ્વર સાંભળી તને દુઃખમાંથી મુક્ત કરવા હું આવીછું. નિશ્ચિંત રેહે. એ પાંચ પુરૂષ બેઠાછે તેમાંથી જેની આંખનાં પાંપણ હાળેછે અને જેના દેહનો પડછાયો પડેછે તેજ ખરો નળ છે અને બાકીના બીજા કપટવેષધારી દેવતાઓ છે.

દમયંતિ.—દેવી, હું આપનો બહુ પાડ માનુંછું. (દેવી જાયછે.) આમાંથી તો કોઈનાં પાંપણ હાલતાં નથી.

પુષ્પવતિ.—અરે, આ શું પાંપણ હાલેછે ને છાયા પણ પડેલી જોવામાં આવેછે?

દમયંતિ.—અરે હા. એજ મારા પ્રિય નળ.

(નળરાજાને ગળે વરમાળ અર્પણ કરવી કરતી.)

ઠુમરી.—(રાગ કાલીંગડો.)

ગમે આજ ખચિત આ ધન્ય સુદિન
જોઈ નૈષધ ગળે વરમાળ સુમન.—ગમે૰ ટેક.

ઇંદ્રાદિ સર્વ.—થાઓ સુખી આ વધુવર સુંદર
થજો ઈશકૃપે આ સફળ વચન.—ગમે૦ ૧.

(ઈંદ્ર, ગાતાં ગાતાં દમયંતિનો હાથ નળરાજાના હાથમાં મેળવી આપી પોતાની પ્રસન્નતા દેખાડી વરવહુઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરાવે છે.)

